# રસદાયક—રત્નનિધિ.



બા, જોને, વર્તાઓ કેવી મઝાની છે !!!

રમણીકલાલ ગીરધરલાલ મોદી

એમ. એ.

# રસદાયક રત્નનિધિ




ર. ગી. મોદી, એમ. એ.

A8615 Lakshmi Art Bombay 8

# રસદાયક-રત્નનિધિ.

ભાગ ૧ લો.

શ્રીયુત હિ. ગ. અંજારિઆની પ્રસ્તાવના સાથે

આબાળવૃદ્ધના ઉપયોગને માટે

## तमसोमा ज्योतिर्गमय

લેખક,

રમણીકલાલ ગિરિધરલાલ મોદી, એમ. એ.


પ્રકાશક,

રમણીકલાલ ગિરિધરલાલ મોદી, એમ. એ.

( ભૂતપૂર્વ પ્રિન્સિપાલ, ગુરૂકુળ, સાંતાક્રુઝ. )

દ્વિતીય આવૃત્તિ　　સને ૧૯૨૩.　　પ્રત ૧૦૦૦




મૂલ્ય રૂ. ૨-૪-૦.


Printed by RATILAL HARJIVAN PATEL, at Krishna Printing Press, 9, Anantwadi, Bombay 2.

# પ્રસ્તાવના.



'રસદાયક રત્નનિધિ'ની બીજી આવૃત્તિની તક મળે છે, એ બતાવી આપે છે કે ગુજરાતી વાચકોને વાંચનનો રસ લાગ્યો છે અને આવી જાતનાં પુસ્તકોની માગણી ચાલુ છે. વાચકો જોઇ શકશે કે પહેલી આવૃત્તિ કરતાં આ બીજી આવૃત્તિમાં ઘણી ઘણી બાબતોમાં સુધારો અને વધારો થયો છે. મોટા માણસોને જેમ નવલકથા કાળ ગાળવાનું અને આડકતરી રીતે બોધ અને આનંદ મેળવવાનું સરળ સાધન છે, તેમજ જુવાન વાચકોને વાર્તાઓ નવરાશનો વખત સારી રીતે ગાળવાનું અને આડકતરી રીતે બોધ અને આનંદ લેવાનું સારૂં સાધન છે. તેમની પાસે તે સાધન રજુ કરવામાં ઘણા વિચાર અને વાંચનની જરૂર છે. ભાઇ **રમણીકલાલે** જૂદે જૂદે સ્થળેથી જૂદા જૂદા મુદ્દાઓની સારી ચુંટણી કરી છે અને જો કે હાલના સમયમાં જુવાન વાચકો આગળ દેશાભિમાનની અને હિન્દના ઐક્યની ભાવનાની વાર્તાઓ હોય તો સારૂં એમ માનનારા આ સંગ્રહમાં જોકે તેવી વાત નહિં જોઇ કદાચ નિરાશ થશે, તો પણ દેશની અંદર ચાલતા કુચાલો, અનેક દેવની પૂજામાં એક દેવને વિસરનારા અંધ શ્રદ્ધાળુઓ, ધર્મને બહાને ધૂર્તિ ખાનારા આળસુ સાધુઓ વગેરે વગેરેની અતિ માર્મિક વાતો જોઇ એમ તો કહી શકશે કે ભાઈ **મોદીએ** વિચાર કરવાની ઠીક તસ્દી લીધી છે ખરી. ભાષા અને લખાણમાં પહેલી આવૃત્તિ કરતાં તો

ઘણોજ શુભ સુધારો થઇ ગયેલો છે, છતાં પણ હજી કોઇ કોઇ જગાએ કાંઇ કાંઇ અરૂચિકર પ્રયોગો રહી ગયેલા માલુમ પડે તો વાચકો નારાજ નહિં થતાં હવેની આવૃત્તિમાંથી તેવું બધું તદ્દનજ નાબુદ થયેલું જોવાની આશામાં રહેશે એમ ઇચ્છીશું. જુવાન વાચકો માટેના પુસ્તકોમાં છાપભૂલો જેમ ઓછી હોય એમ સારૂં એમ સહુ ઇચ્છે છે છતાં તેવી ભૂલો દૂર કરી શકાતી નથી એ આપણું એક કમભાગ્યજ સમજવાનું છે.

ચિત્રોનું ખર્ચ એટલું બધું થઇ જાય છે અને આપણા ભાઇઓ વાંચવા માટે પુસ્તકો ખરીદવામાં સામાન્યરીતે એટલા બધા મંદ હોય છે કે ચિત્રોનું ખર્ચ કરવું પોસાતું નથી. તેમ છતાં ભાઇ **મોદીએ** આ આવૃત્તિમાં બારેક જેટલાં ચિત્રો પણ મૂકયાં છે તેથી પુસ્તકની શોભામાં અને વાચકોના આનંદમાં સારો વધારો થયો છે.

ભાઇ **મોદીએ** આ સંગ્રહમાટે જે મહેનત અને જે ખર્ચ વ્હોરી લીધેલ છે તેનો બદલો ગુજરાતી વાચકો પૂરેપૂરો આપશે એમ આશા રાખી, ગુજરાતના જુવાન વાચકો માટે પ્રયત્ન કરનારા અતિ ઘણા વધે એમ પ્રાર્થના કરૂંછું.

**હિ. ગ. અંજારિયા**

સુપરિન્ટેન્ડેન્ટ, મ્યુનિસિપલ ગુજરાતી સ્કુલ્સ, **મુંબઇ.**

# અનુક્રમણિકા.



| રત્ન | વિષય | પૃષ્ઠ સંખ્યા. |
|---|---|---|

| ક્રમ | વિષય | પૃષ્ઠ સંખ્યા. |
|---|---|---|
| ૧૮ | દેહાભિમાનનો ત્યાગ | ૫૭ |
| ૧૯ | વિષયનું અસલ સ્વરૂપ | ૫૯ |
| ૨૦ | ઇશ્વર પ્રાપ્તિનું સાધન | ૬૨ |
| ૨૧ | ફુરસદ નથી તો ઇશ્વરનું ભજન કેવી રીતે કરીએ | ૬૬ |
| ૨૨ | મહાત્મા કણાદનો ધન ત્યાગ | ૬૮ |
| ૨૩ | મહાત્મા કૈયટનો ત્યાગ | ૭૨ |
| ૨૪ | અતિથિ સત્કાર | ૭૪ |
| ૨૫ | ધાર્મિક રાજ્ય | ૮૪ |
| ૨૬ | અહિંસા | ૮૭ |
| ૨૭ | ઉપકારનો બદલો | ૯૧ |
| ૨૮ | મહાત્મા બુદ્ધ | ૯૩ |
| ૨૯ | હિંમત | ૯૫ |
| ૩૦ | ક્ષમા | ૯૯ |
| ૩૧ | દમન | ૧૦૩ |
| ૩૨ | મનનો સ્વભાવ | ૧૦૫ |
| ૩૩ | ચોરીનું ફળ | ૧૦૮ |
| ૩૪ | સ્વચ્છતા | ૧૧૦ |
| ૩૫ | ગુરૂનાનક | ૧૧૨ |
| ૩૬ | નમ્રતા | ૧૧૫ |
| ૩૭ | આવડત થોડો ને ડાંસ ઘણી | ૧૧૬ |

| રત્ન | વિષય | પૃષ્ઠ સંખ્યા. |
|---|---|---|

| રત્ન | વિષય | પૃષ્ઠ સંખ્યા. |
|---|---|---|

# રસદાયક રત્નનિધિ.

## રત્ન ૧ લું.

### એક કાને સાંભળી બીજે કાનેથી કાઢી નાખનારની કિંમત.



એક રાજાએ એક વખતે વિદ્વાનોની પરીક્ષા કરવા માટે સોનાની બે મૂર્તિઓ કરાવી. તે બંનેના આકાર, રંગ, અને વજન સરખાં હતાં; તેથી તેમાં કોઇ જાતનો ભેદ માલમ પડતો ન હતો. મોટા મોટા વિદ્વાનો મૂર્તિ-ઓની પરીક્ષા માટે દરબારમાં આવ્યા, પણ તેમનામાંના એકથી પણ ભેદ શોધી શકાયો નહિ. બધાને નિરાશ થઇને પાછા ચાલ્યા જવું પડ્યું. છેવટે એક મહાન્ યોગી તે રાજાના શહેરમાં થઇને જતા હતા, તેમને પણ મૂર્તિઓની પરીક્ષા કરવાને બોલાવવામાં આવ્યા. તે વખતે તો યોગીજી પણ

કોઇ પ્રકારનો ભેદ બતાવી શકયા નહિ; પરંતુ તેમણે કહ્યું, કે "હું આ બે મૂર્તિઓને મારી ઝુંપડીએ લઇ જઇ ત્યાં એકાન્તમાં બેસી બંનેનો તફાવત શોધી કાઢીશ" રાજાએ પોતાની અનુમતિ દર્શાવી એટેલે યોગીજી મૂર્તિઓ લઇને પોતાને સ્થાને જવા નીકળી પડયા. પર્ણકુટીમાં આવી તેમણે તપાસ કરવા માંડી. એવામાં એકાએક ચિત્તમાં સ્ફુરી આવ્યું કે બાહ્ય ભેદ કંઇ જણાતો નથી, પણ ખુબીની ખાતર કદાચ કોઇ આન્તર ભેદ કરેલો હોવો જોઇએ. આવો વિચાર કરી એક મૂર્તિ લઇ તેના જમણા કાનમાં ઘાસની એક સળી ઘાલી જોઈ તો તે ડાબા કાનમાં થઇને બહાર આવેલી જણાઇ. પછી બીજી મૂર્તિના કાનમાં પણ સળી ઘાલી જોઇ. તે બીજા કાનમાં થઇને બહાર ન નીકળતાં માથા તરફ ગએલી જણાઇ. આથી યોગી બહુ ખુશ થયા અને પ્રાતઃકાલની વાટ જોતાં જોતાં નિદ્રાધીન થઇ ગયા. પરોઢીઉં થયું એટલે નિત્યકર્મથી પરવારી મૂર્તિઓને લઈને રાજદબાર તરફ જવા નીકળ્યા. દરબારમાં આવીને મુખમુદ્રા ગંભીર રાખી તફાવત બતાવવાનો આરંભ કર્યો. તેમણે કહ્યું, કે આ (આંગળી કરીને) મૂર્તિની કિંમત એક કોડીની છે, અને આ બીજીની કિંમત એક કરોડ રૂપીઆની છે. આવું સાંભળીને આખી સભા આશ્ચર્ય પામી. કેવી વિચિત્ર વાત ! સોનું એકજ ભાવનું, તોલમાં પણ સરખું, અને એકજ કારીગરના હાથની એકસરખી બનાવટ તોપણ આટલો બધો ફેર! પછી યોગિરાજે સર્વેની

શંકાનું સમાધાન કર્યું. તેમણે જણાવ્યું કે આ મૂર્તિની કિંમત એક કોડીની છે, કારણ કે તે જે માણસ એક કાને સદુપદેશ સાંભળી બીજે કાનેથી બહાર કાઢી નાખે છે, તેના જેવી છે; અને આ બીજી મૂર્તિની કિંમત એક કરોડ રૂપીઆની છે, કારણ કે તે જે માણસ સદુપદેશ સાંભળીને પોતાના મગજમાં સંગ્રહી રાખે છે, અને તેને કર્મનું સ્વરૂપ આપે છે, તેના જેવી છે. આખી સભાએ ઋષિજીની મુકત કંઠે પ્રશંસા કરી અને તે સંતુષ્ટ થઇ પાછા પોતાને સ્થાને ચાલ્યા ગયા.

સંસારમાં ઘણા માણસો મહાત્માઓ, સંન્યાસીઓ, અને ઉપદેશકોના મુખેથી ઉપદેશ સાંભળે છે, પણ તે પ્રમાણે આચરતા નથી. સદુપદેશ સાંભળીને તે પ્રમાણે વર્તનારની કિંમત વધે છે, અને દિવસે દિવસે તેની ઉન્નતિ થતી જાય છે. જે બાળકો પોતાનાં માબાપ અને શિક્ષકોની શિખામણ માની તે પ્રમાણે વર્તે છે, તેમની કિંમત કરોડ રૂપીઆની ગણાય છે, અને તેથી ઉલટે માર્ગે ચાલે છે, તેમની કિંમત કોડીની ગણાય છે. જે બાળકને પોતાની કિંમત વધારવી હોય તેણે માતાપિતા અને ગુરુનો ઉપદેશ માનવો જોઇએ.

---o---




## ધનની અનુચિત લાલસાનું માઠું પરિણામ.




ક અત્યન્ત ધનાઢ્ય શેઠ નિરંતર એવો વિચાર કરતો હતો, કે મારી પાસે એટલું બધું ધન ભેગું થાય કે કોઇપણ મારા જેટલો ધનાઢ્ય રહે નહિ તો સારૂં. એક દિવસે એક સાધુ ફરતા ફરતા ત્યાં આવ્યા. શેઠે અન્નપાનાદિથી સાધુજીને તૃપ્ત કર્યા. પછી તે બોલ્યા 'क्यों शेठजी तुम्हारी क्या इच्छा है ?' શેઠ હાથ જોડીને બોલ્યા કે મહારાજ! મારી તો એજ ઇચ્છા છે, કે જે જે વસ્તુને હું સ્પર્શ કરૂં, તે તે તરતજ સોનાની થઇ જાય. સાધુએ કહ્યું, 'एवमस्तु' હવે તો શેઠજી બહુ ફુલાયા. પ્રાત:કાલમાં બગીચામાં સહેલ કરવા ગયા અને ફૂલોને સ્પર્શ કરવા લાગ્યા. વાહ! શું કહેવું હવે તો જે ચીજને શેઠ અડકતા કે તરતજ તે સોનાની બની જતી! શી શોભા! શેઠજીની વાડીનાં ફૂલ સોનાનાં થઇ ગયાં અને ચળકવા લાગ્યાં! કેરીઓને અડકયા એટલે તે પણ સુવર્ણની થઇ. પછી સોનાનાં ફળફૂલ લઇ શેઠ ઘર તરફ આવવા નીકળ્યા. કલ્લોલ કરતાં બાળકો આવાં ફળફૂલ

જોઇને હરખાયાં. બપોર થયા એટલે શેઠ ભોજન કરવા ઉઠયા તે આવીને પાટલા ઉપર બેઠા એટલે થાળી પીરસવામાં આવી. જ્યાં શેઠજી પુરીને સ્પર્શ કરવા ગયા કે તરતજ ત્યાં તો તે સોનાની બની ગઇ ! શાકને સ્પર્શ કર્યો તે પણ સુવર્ણનું થઇ ગયું ! જેને જેને શેઠ સ્પર્શ કરતા ગયા તે તે સોનાનું થતું ગયું. શું ખાય ? સોનાનાં શાક-પુરી કંઇ ખવાય કે ? હવે તો તેમનાથી ભુખથી રહેવાયું નહિ. પાટલા ઉપરથી ઉઠવા જાય છે, એટલામાં તો બે બાળક બાપા બાપા કરતાં દોડી આવ્યાં અને તેમને ભેટવા આગળ ધસ્યાં. શેઠ ભૂખ્યા હતા, તેથી બાળકોના કલ્લોલ તેમને કકલાણ જેવા લાગ્યા. ખીજવાઇને છોકરાઓને હાથ વડે ઝાલી દૂર ખસેડવા ગયા કે તરતજ તે પણ સુવર્ણની મૂર્તિ જેવા બની ગયા. હવે તો ઘરમાં રડારોળ થવા માંડી. શેઠ અને શેઠાણી ખૂબ રડવા લાગ્યાં. શેઠની પાસે આવતાં બધા બ્હીતા હતા, કારણ કે રખેને તેમનો હાથ પોતાને અડકી જાય તો સોનાના થઈ જવાય. એટલામાં પેલા સાધુ ત્યાં થઇને જતા હતા, તે રડવાનો અવાજ સાંભળીને ત્યાં આવ્યા. ધીમે રહીને શેઠને પુછયું, "કેમ હવે કંઇ દુઃખ છે ? આ બધા કેમ રડે છે" ? શેઠ ગળગળા થઇ ગયા અને સાધુના ચરણોમાં પડી બોલ્યા, કે મહારાજ ! કૃપા કરી આ ગુણને મારામાંથી કાઢી નાખો. આ જુઓ, મારાં બાળક સોનાના થઇને પડયાં છે. આજે આખો દિવસ ભૂખે

મર્યા. મારૂં સઘળું જમણુ સ્પર્શ કરવાથી સોનાનું થઇ ગયું ! એ કેવી રીતે ખવાય ! સાધુએ જરા હાસ્ય કરી કહ્યું, કે જો તમે ધરાયા હો તો કાઢી નાંખુ, મારે તેમાં કંઇ વાંધો નથી. પછીથી સાધુજીએ એ ગુણ શેઠનામાંથી કાઢી નાખ્યો. બધી વસ્તુઓ પાછી હતી તેવીજ થઇ ગઇ. ભોજનપણ હતું તેવું થઇ ગયું એટલે શેઠ જમ્યા અને શાન્તિ પામ્યા.

પરમેશ્વરે આપણને આ જગત્માં જે કંઇ આપ્યું છે, તેનો ત્યાગબુદ્ધિથી ઉપયોગ કરવો જોઇએ. પુરૂષાર્થ કર્યા સિવાય વધારેનો લોભ કરીએ તો પોતાની પાસે હોય તેમાંથી પણ ખોઇ બેસીએ. બીજાની પાસે વધારે જોઇને આપણને તેના કરતાં વધારે મેળવવાનું મન થાય એ સ્વાભાવિક છે, પણ તે ગમે તે માર્ગેથી નહિ પણ પરસેવાનાં ટીપાં પાડીનેજ મેળવવું જોઇએ. પોતાના બાહુબળથી કમાવું એમાંજ ખરી મરદાઇ છે.

——o——

## રત્ન ૩ જું.

### માયામાં ફસાનારની દશા.



એક સ્રી દળીને પોતાનું ગુજરાન ચલાવતી હતી. હતી. તે હરરોજ દળતાં દળતાં બબડી ઉઠતી કે આવાં દળણાં દળવા કરતાં પ્રભુએ મોત આપ્યું હોત તો સારૂં. દળી-દળીને મારો આટો થઈ જાય છે, તોપણ પાર આવતો નથી. એક દિવસે આ પ્રમાણે બોલતી હતી, એવામાં એક યોગી ત્યાં આવી પહોંચ્યા, અને તેના આવા શબ્દો સાંભળી દયા બતાવી બોલ્યા કે બાઇ, ચાલ તને સ્વર્ગમાં મોકલી આપું. સ્રીએ કહ્યું, "સ્વર્ગમાં જવાની મને ઘણા દિવસથી ઉત્કંઠા છે, પણ મારી પાસે જે થોડુંઘણું ધન છે, તેનો કોઇ વારસ નથી. જો સંતાન થાય તો પછી જવામાં જરા પણ વિલંબ કરૂં નહિ. આપ ફરીથી કોઈ વખત આંટો મારી જજો. પ્રભુ કરે અને સારાં વાનાં થાય તો જરૂર આવીશ" તેનાં વચન સાંભળી યોગી ત્યાંથી ચાલતા થયા. પેલી સ્રીને થોડા દિવસ પછી બે પુત્ર થયા. છોકરા પંદરેક વર્ષના થયા એવામાં તેમની માતા મરણ પામી.

આ બાઇ મરણ પામી ત્યારપછી થોડા દિવસે સાધુજી ત્યાં આવી પહોંચ્યા અને પૂછવા લાગ્યા કે ભાઈ, અહીં એક સ્ત્રી બેસીને દાણા દળતી હતી તે કયાં ગઇ છે? છોકરાઓએ જવાબ વાળ્યો કે મહારાજ ! તે તો થોડા વખત અગાઉ દેવલોક પામી. યોગિરાજે સમાધિ ચઢાવીને જોયું તો માલમ પડયું કે તે તો પોતાના ઘરમાં ગાયની વાછરડી બનીને રહેલી છે. તેમણે વાછરડી પાસે જઇને પૂછયું "કેમ, હવે તો પશુ થઇ ગઈ ! હજી પણ એકવાર કહું છું, કે ઇચ્છા હોય તો સ્વર્ગમાં ચાલ" વાછરડી બોલી, "મહારાજ, શું કહું મન તો ઘણુંએ થાય છે, પણ એક વાત ઘણીજ સાંભરે છે. હું જરા મોટી થાઉં તો મારા પુત્રોને દૂધ ખવરાવું. મારા પુત્રો મારૂં દૂધ ખાય તો મને બહુ સંતોષ થાય." સાધુજી કંઇ પણ બોલ્યાચાલ્યા સિવાય ત્યાંથી ચાલ્યા ગયા. કેટલાક દિવસ પછી પાછા શેઠ સાંભર્યા એટલે પુનઃ તે સ્થાન ઉપર આવીને જોવા લાગ્યા પણ ગાય (વાછરડી) માલમ પડી નહિ. ફરીથી સમાધિ ચઢાવીને જોયું તો માલમ પડયું કે તેનો આત્મા કુતરામાં હતો. ધીમે રહીને યોગીજીએ કહ્યું, "હવે તો ચાલ, આનાથી પણ વધારે દુર્દશા ભોગવવાનો વિચાર છે કે શુ"? કુતરો બોલ્યો, "શું કહું સાધુજી? આપની મોટી મહેરબાની ! પણ આપજ વિચાર કરો કે ઘરની આવી સ્થિતિ મૂકીને હું કેવી રીતે આવું? મારા ઘરમાં અત્યારે કોઇ નથી. સર્વે બજારમાં ગએલાં છે. હું

એકલોજ અહીં બારણે બેઠો છું. ઘરની અંદર વહુઓ અને દીકરીઓ એકલી છે, અને તેમની પાસે થોડી ઘણી માલમતા છે. હું સ્વર્ગમાં આવું તો એમની રક્ષા કોણ કરે ?" ભલે ત્યારે તારી મરજી, એમ કહી સાધુજી ત્યાંથી ચાલ્યા ગયા. એક વર્ષ પછી પાછા તેની ખબર લેવા પધાર્યા ત્યાં આવીને પૂછવાથી માલમ પડયું કે કુતરો મરી ગયો છે. યોગબળથી તેમણે જાણી લીધું કે તે તો પોતાના ઘરની મોરીનો કીડો બન્યો છે. સાધુજીએ કીડાને કહ્યું, "કહો, હવે શો વિચાર છે ? આથી પણ અધિક અધોગતિને પ્રાપ્ત થવું છે" ? આટલું સાંભળતાં તે તો લાલપીળો થઇ ગયો અને બોલ્યો કે શું મારા સિવાય બીજો કોઇ સ્વર્ગમાં લઇ જવાને તમને મળતો નથી ? જાઓ, મારે નથી આવવું. અહીં આનંદપૂર્વક પુત્ર-પૌત્રોનાં મોઢાં જોઉં છું, શું ત્યાં આવી તમારૂં મોઢું જોઇશ ? સાધુજી મનમાં બોલ્યા કે એને અધોગતિમાં રહેવું છે તો ભલે રહે. માયામાં ફસાનારને એવી દશા ભોગવવી પડે તેમાં કંઇ આશ્ચર્ય નથી.

આ લોક અને પરલોક બંને તરફ ધ્યાન આપવું જોઇએ. સાંસારિક સુખ શુદ્ધ મનથી ભોગવાય તો તેમાં કંઇ વાંધો નથી પણ તેમાંજ લપટાઇ રહેવું એ તો પોતાની જાતને ખાડામાં નાખવા સમાનજ છે. તોલું જવા દઇને સાધડાનો હિસાબ ગણવો એ તો મૂર્ખનુંજ કામ છે. ડાહ્યા માણસો ઐહિક અને પારલૌકિક એ બંને પ્રકારનાં કર્તવ્યો બજાવવા સદા તત્પરજ રહે છે.




## એક નિર્ધન બ્રાહ્મણનો સ્તુત્ય ત્યાગ.




ક સાહુકારને ત્યાં સૂર્યદત્ત નામનો બ્રાહ્મણ ૨૦ રૂપીઆના માસિક પગારે નોકર રહેતો હતો. સાહુકારની મા બહુ વૃદ્ધ હતી. એક રાતે ઠંડા પવનના જોરથી ડોસીમાની તબીઅત બહુજ લથડી ગઇ. સર્વેએ જાણ્યું કે હવે માતાજી બચી શકે એમ નથી, એટલે પુત્રોએ પાસે આવીને પૂછ્યું, કે માજી ? તમારી અન્તિમ ઇચ્છા શી છે? માએ ઉત્તર આપ્યો, કે બેટા! મેં કોઇ દિવસ એકસામટો લાખ રૂપીઆનો ઢગલો જોયો નથી, તે મરતી વખતે જોવાની ઇચ્છા છે. શેઠે મુખ્ય મુનીમને આજ્ઞા કરી ખાટલાની પાસે હજાર હજારની સો થેલી મંગાવી. માજીએ રૂપીઆ જોયા. દીકરાઓએ પુનઃ પ્રશ્ન કર્યો કે હવે આનું શું કરવું છે? પાછા મુકી દઇએ કે દાનમાં અર્પણ કરવા છે? માએ કહ્યું, "જેવી તમારી ઇચ્છા." આ ઉત્તર ઉપરથી શેઠ સમજી ગયા કે માજી દાન કરવા માગે છે. પોતાના પુરોહિતને બોલાવવાનો વિચાર કર્યો પણ તેનું ગામ પાંચ ગાઉ દૂર હતું. માજી માત્ર બે ઘડીનાજ

પરોણા હતાં એટલે પુરોહિતને બોલાવા જનાર માણસ કદાચ તેને ઘેર પહોંચ્યો ન હોય એટલામાં તે સ્વર્ગે સિધાવે એવો સંભવ હતો. હવે શું કરવું? દાન તો બ્રાહ્મણનેજ આપવાનું હતું અહીં. સૂર્યદત્ત સિવાય બીજો કોઇ બ્રાહ્મણ હાજર ન હતો. પછી સૂર્યદત્તને બોલાવીને કહ્યું કે આપને ડોસીમા એક લાખ રૂપીઆનું દાન કરે છે, તે સ્વીકારશો. બ્રાહ્મણે કહ્યું, "જેવી ઇચ્છા." પછી સંકલ્પ કરવાનું કહેવાથી સૂર્યદત્ત મહારાજ બોલવા લાગ્યા કે 'ओरेम् नमः परब्रह्मणे, એટલામાં તો શેઠ બોલી ઉઠયા કે મહારાજ ! તમે એવા દાતા તો ઘણાએ જોયા હશે, કે જેમણે કકડે કકડે કરોડો રૂપીઆનું દાન કર્યું હોય, પણ એક સામટા લાખ રૂપીઆનું દાન કરનાર નહિ જોયો હોય. સૂર્યદત્તે આ વચન સાંભળતાંજ સંકલ્પ ઉચ્ચારવાનું બંધ કર્યું અને મનમાં વિચાર કર્યો કે શેઠને અભિમાન ચઢયું છે. અભિમાનીનું ધન નિકૃષ્ટ ગણાય છે, તેથી તે ગ્રહણ કરવું જોઇએ નહિ. મહારાજે કહ્યું, "શેઠજી! જેને ઘેર કરોડો રૂપીઆ રોકડા પડયા હોય તેને તેમાંથી એકસામટા લાખનું તો શું પણ દશ લાખનું પણ દાન કરવું અઘરૂં ન પડે, પરંતુ આપે કોઇ એવો બ્રાહ્મણ નહિ જોયો હોય કે જેના ઘરમાં આજનીજ ભોજન-સામગ્રી છે, અને કાલે શું થશે તેનો તો વિચાર છે, તે આપના જેવા અભિમાનીના હાથેથી લાખ રૂપીઆ મળે તોપણ તેનો અસ્વીકાર કરે હું તમારૂં દાન સ્વીકારતો નથી.

શેઠ તો આ સાંભળી ચકિતજ થઇ ગયા! તેમણે સૂર્યદત્તને ઘણુંએ સમજાવ્યું પણ તે તો એકના બે નજ થયા. શેઠે મહારાજને દઢતા દેખી કહ્યું, "અમે આપી ચૂકયા." આ સાંભળી મહારાજ બોલ્યા, "અમે ત્યાગી ચૂકયા." અંતે ત્યાગી સૂર્યદત્ત જીત્યા. પછી આસપાસ બેઠેલાં માણસોની સલાહ લઈ ધનને ધર્મના કામમાં વાપરવામાં આવ્યું. થોડી-વાર પછી ડોસીમા પણ સંતોષ પામી સ્વર્ગે સિધાવ્યાં.

આવા ત્યાગી બ્રાહ્મણોની ખોટ પડવાથી ભારતવર્ષની આધુનિક દુર્દશા થઇ છે. પાઇને સારૂ પંદર ગાઉ દોડે એવા બ્રાહ્મણો પણ હાલ જોવામાં આવે છે. દાન આપ-નારે જેમ સત્પાત્રને આપવું જોઇએ તેમ દાન લેનારે પણ કોના હાથેથી મળે છે, તેનો વિચાર કરવો જોઇએ. આપણા દેશમાં જયારે બ્રાહ્મણો ત્યાગી અને ધર્મપરાયણ થશે ત્યારેજ આપણો અભ્યુદય થશે. 'त्यागे श्लाघाविपर्यय.'






## ખરી ભલાઇ




ક માણુસને ત્રણ પુત્ર હતા. એક વખતે તેણે પોતાના પુત્રોને બોલાવીને કહ્યું કે મારી પાસે એક ઘણી સુંદર અને કિંમતી વીંટી છે, અને એ હું એક અઠવાડીઆની અંદર જે સારૂં કામ કરશે તેને આપીશ. આ સાંભળતાંજ ત્રણે જણા વીંટી મેળવવાની લાલસામાં ઘરની બહાર નીકળી પડયા. અઠવાડીઉં વીતી ગયું અને ત્રણે જણ આવીને પિતાની સમક્ષ પોતપોતાનું કરેલું સારૂં કામ કહેવા લાગ્યા. પ્રથમ પુત્ર બોલ્યો, "પૂજનીય પિતાજી! જયારે હું ઘરની બહાર નીકળ્યો ત્યારે મારી પાસે જે ૧૦૦ રૂપીઆ માગતો હતો તે માણસને મેં જોયો. મેં માગ્યા વગરજ તેને પૈસા આપી દીધા." પિતાએ કહ્યું કે ભાઇ, એ તો તારૂં કર્તવ્ય હતું, એમાં કંઇ ભલાઇ કીધી ન કહેવાય. પછી બીજે છોકરે કહ્યું, કે દયાળુ પિતાજી! ઘરની બહાર નીકળી

હું તળાવ પાસે થઇને જતો હતો એવામાં મેં એક માણસને ડુબતો જોયો. એકદમ કપડાંની સાથે હું પાણીમાં પડયો. જરાપણ વિલંબ થયો હોત તો તે અવશ્ય મરી જાત. વૃદ્ધ પિતાએ કહ્યું, કે "એ પણ તારો ધર્મ હતો. તેં એવું ન કર્યું હોત તો તું કઠોર હૃદયનો ઠરત." પછી સૌથી નાનો ભાઇ કહેવા લાગ્યો, "પિતાજી! અહીંથી નીકળી હું એક પહાડ ઉપર ગયો. ત્યાં મારો એક કટ્ટો શત્રુ એક ભેખડ ઉપર ગાઢ નિદ્રામાં સૂતો હતો. મારી ઇચ્છા હોત તો તેને સહેજ અડકીને નીચે હડસેલી મૂકત. નીચે ખીણ એટલી બધી ઉંડી હતી, કે તેનાં હાડકાં પણ જડત નહિ. કદાચ ઉંઘમાંને ઉંઘમાં પાસું બદલત તોપણ ખીણમાંજ પડત. આથી મેં એને જગાડયો અને સાવધાન કર્યો. પિતાએ એ વાત સાંભળતાંજ વીંટી તેને આપી અને કહ્યું, કે "ખરેખર સાચી ભલાઇ તો તેંજ કીધી છે, કારણ કે શત્રુ ઉપર દયા દર્શાવવામાંજ ખરી બહાદુરી છે. તું એને મારી નાખત કે મરવા દેત તોપણ અપરાધી ન ગણાત, કારણ કે તે તારો કટ્ટો શત્રુ હતો, પરંતુ એમ કરતાં તું અચકાયો. તને ધન્યવાદ ઘટે છે. શાબાશ છે તારી ભલાઇને!" શત્રુની સાથે પણ સદાચાર તથા પ્રેમથી વર્તવું જોઇએ. એમ કરવામાંજ ખરૂં શૌર્ય તથા પૌરુષ સમાએલું છે.

———o———




## કર્મનું ફળ.

એક બ્રાહ્મણના એકના એક છોકરાને સાપ કરડવાથી તે મરી ગયો. ઘરમાં હાહાકાર વર્તાઈ ગયો અને રડારોળ થવા લાગી. પાડોશી પણ આંસુનો પ્રવાહ રોકી શકયા નહિ. એટલામાં એક મદારી ત્યાં આવ્યો અને આસપાસ ઉભેલા લોકોનું રડવું સાંભળી પૂછવા લાગ્યો કે શું થયું છે ? કોઇએ ઉત્તર વાળ્યો, કે "બ્રાહ્મણના છોકરાને સાપ કરડયો અને તે મરી ગયો." ફરીથી તેણે પૂછયું કે સાપ કયાંથી નીકળ્યો હતો ? કોઇએ જઇને સર્પ નીકળ્યો હતો તે જગા બતાવી. મદારીએ ત્યાંથી યુક્તિપ્રયુક્તિ કરીને સાપ શોધી કાઢી પકડી લીધો અને બ્રાહ્મણની પાસે લાવીને કહ્યું, "બ્રાહ્મણ, આ સાપે તારા પુત્રને મારી નાખ્યો છે. લે, તું એનું માથું છૂંદી નાખ." એ સાંભળી બ્રાહ્મણે કહ્યું, "શું એને મારી નાખવાથી મારો પુત્ર જીવતો થશે ? જીવતો ન થાય તો મારવાનું શું પ્રયોજન" ? મદારીએ ઉત્તર આપ્યો કે "જીવતો તો નહિ થાય પણ તેનો બદલો

તો વળશે." બ્રાહ્મણે એનું કહેવું માન્યું નહિ પણ ઉલટું કહ્યું, કે "સાપને છોડી દે, જે થવાનું હતું તે થઇ ગયું". મદારીએ વિચાર્યું કે આ બ્રાહ્મણ તો મૂર્ખ છે. આ સાપ જીવતો રહેશે તો બીજાને પણ કરડશે. આવો વિચાર કરી તેને લઇ જંગલમાં ગયો અને તેનું માથું પત્થરપર મૂકી છૂંદવા તૈયાર થયો. સાપ એકાએક બોલી ઉઠયો, કે "ભાઇ મને શું કરવા મારે છે?" મદારી બોલ્યો, "મૂર્ખ, તેં બ્રાહ્મણના એકના એક છોકરાને ડસી તેના પ્રાણ લીધા અને વળી પૂછે છે, કે શું કરવા મારો છો"? સાપ બોલ્યો, "ભાઇ, એમાં મારો કંઇ વાંક નથી. એનું તો મોતજ આવ્યું હતું. એ તો મૃત્યુનો દોષ છે." આ સાંભળી મદારીએ મનમાં વિચાર કર્યો કે મોત મળે તો તરતજ તેનું માથું કચરી નાખી સઘળા સંસારને અમર બનાવી દઉં. એટલામાં એકાએક મૃત્યુ પણ ત્યાં આવી પહોંચ્યું અને કહેવા લાગ્યું કે "અરે દુષ્ટ સાપ ! પોતાને નિર્દોષ ઠરાવી મારા પર દોષ મૂકે છે. તને ખબર નથી કે હું તો 'કાળ'ના ફરમાન પ્રમાણે વર્તું છું ? એનો તો કાળ આવી પહોંચ્યો હતો તેમાં મારો શો વાંક" ! એ સાંભળી મદારી આશ્ચર્ય પામી વિચારવા લાગ્યો કે વાહ ? શી ખુબી ! મોત પણ નિર્દોષ થવા માગે છે ! એવામાં 'કાળ' પણ ત્યાં આવી પહોંચ્યો અને મોતને ફીટકારી કહેવા લાગ્યો કે "કેમ, શું કહો છો ! દોષ મારા ઉપર નાખવો છે ? તેનાં આગળનાં

કર્મની તને ખબર છે ? હું તો કર્મઅનુસારજ ફળ આપું છું. જો વાંક હોય તો તેનાં કર્મોનોજ." આ સાંભળી મદારીને કર્મ પ્રમાણે ફળ મળે છે, તેનું જ્ઞાન થયું અને બધાંને પ્રણામ કરી સાપને ત્યાંજ છોડી દઇ ચાલતો થયો.

શાસ્ત્રોમાં કહ્યું છે, કે જેવાં કર્મ કરે તેવું ફળ મળે છે. સારાં કર્મ કરનારને સારૂં અને ખોટાં કરનારને ખોટું ફળ મળે છે. સારાં કામ કરીને સારૂં ફળ મેળવાય તોજ જીવ્યું સફળ ગણાય. આપણે જેને પ્રારબ્ધ અથવા નસીબ કહીએ છીએ તેપણ પૂર્વ જન્મનાં કર્મોથી ઘડાય છે. શાસ્ત્રકારોએ પણ કહેલું છે, કે पूर्वजन्मकृतं कर्म तद्दैवमिति कथ्यते। એટલે પૂર્વ જન્મમાં કરેલો કર્મસંચય દૈવ કહેવાય છે.



## રત્ન ૭ મું.

### પરમાત્મા પર સાચો વિશ્વાસ.



ક અનાથ અને ગરીબ વિધવાને બે પુત્ર હતા. તે ઘણીજ ધર્મજ્ઞ હતી. તેની ધર્મજ્ઞતાના સંસ્કાર બાળકોમાં પણ ઉતર્યા હતા. એક પુત્ર આઠ વર્ષનો અને બીજો છ વર્ષનો હતો. અત્યન્ત નિર્ધનતાને લીધે લોકોનાં દળણાં દળી તથા બીજાં કામો કરી પોતાનું અને પોતાનાં છોકરાનું ગુજરાન ચલાવતી હતી. પોતે જે મળે તે ખાઇ લેતી પણ છોકરાંને દુઃખ પડવા દેતી નહિ. તેમને હમેશ અર્ધો શેર દૂધ અને થોડાં પતાસાં આપતી. વળી તેમના અભ્યાસને માટે પણ સારો પ્રબંધ કર્યો હતો. આવી સુશીલ માતાઓના પુત્ર બહુધા સારાજ નીવડે છે આ બને છોકરા પણ ધર્માત્મા તથા નમ્ર હતા. રોજ નિશાળમાં જતા અને ત્યાંથી આવીને તરત માતા પાસે દૂધ તથા પતાસાં માગતા. એક દિવસે તેની તબીઅત જરા બગડી ગઇ તેથી કામ કરી શકાયું નહિ. કામ કરી શકાયું નહિ તેથી તે દિવસે પૈસા પણ મળ્યા નહિ તો દૂધ અને પતાસાં શાનાં લાવવાં ? છોકરાઓએ તો હમેશની ટેવ મુજબ

નિશાળેથી આવી તેની પાસે દૂધ અને પતાસાં માગ્યાં. બિચારી માતા કયાંથી આપે ! તેણે કહ્યું, કે "બેટાઓ, આજ તો મારી પાસે કંઇ નથી. પરમેશ્વરની પાસે માગો તે આપશે તોજ મળશે; મારો તો આજે કોઈ ઇલાજ નથી." છોકરાઓ પૂછવા લાગ્યા, "માતાજી, પરમેશ્વર કોણ'? માતાએ કહ્યું, કે "તે તો આ આખી સૃષ્ટિનો પિતા છે" આ સાંભળી છોકરાઓ ખુશ થયા અને બોલ્યા, કે "ત્યારે તો તેજ અમને દૂધ અને પતાસાં આપશે.' માતાએ કહ્યું, કે "હા, જરૂર, બધાને જે જોઇએ તે એજ પિતા આપે છે. તમને પણ જરૂર આપશે." હવે તો છોકરાઓના હૃદયમાં પૂર્ણ વિશ્વાસ બેસી ગયો કે માતાની પેઠે પરમેશ્વર પણ મીઠું મીઠું દૂધ અને ગળ્યાં ગળ્યાં પતાસાં આપશે. તેમણે ફરીથી પૂછ્યું, કે "માતાજી પરમેશ્વર કયાં રહે છે." આના ઉત્તરમાં માથી સ્વાભાવિક રીતે ઉપર આંગળી કરાઇ ગઈ. પછી છોકરાઓ નિશાળે જવા નીકળ્યા. રસ્તામાં પરમેશ્વર સુધી કેવી રીતે પહોંચવું તેનો પરસ્પર વિચાર કરતા ચાલ્યા જતા હતા એટલામાં નાના ભાઇએ કહ્યું, કે "ભાઇ, ઉપર ચઢવું તો કઠણ છે, પણ મેં એક ઉપાય શોધી કાઢયો છે. નિશાળમાં જઇ પરમાત્માને આપણે એક મોટા છોકરાપાસે કાગળ લખાવીએ અને પછી થોડી વારની રજા લઈ ટપાલની પેટીમાં તે કાગળ નાખી આવીએ." મોટા ભાઇએ કહ્યું, "હા હા, એ ઠીક છે"

બંને જણુ એવો મનુસુબો કરી નિશાળે ગયા અને એક સારા છોકરા પાસે કાગળ લખાવવા ગયા. તેણે કહ્યું કે "ભાઇઓ, પરમેશ્વર તે કંઇ સાકાર છે, કે તેમને કાગળ પહોંચે ! તે તો નિરાકાર છે, માટે કાગળ ન લખાય" તેમણે કહ્યું, કે "ભાઇ, અમે તો સાકાર કે નિરાકાર એમાંથી કશું સમજતા નથી. તું ફક્ત કાગળ લખી આપે તો મોટો ઉપકાર માનીએ. છોકરાઓની હઠ જોઇ પેલા મોટા છોકરાને કાગળ લખી આપવો પડયો. તે પત્ર બહુજ નાનો હતો પણ નમ્રતાપૂર્ણ હતો. નીચે તે આપવામાં આવે છે.

હે સકલ સૃષ્ટિના પિતા પરમાત્મા ! આપ બધા જીવોનું પાલન કરો છો. અમે બંને ભાઇ આપને પ્રેમપૂર્વક નમસ્કાર કરીએ છીએ. અમારી એટલી વિનંતિ કે છે. રોજ અમારે માટે એક શેર દૂધ અને થોડાં પતાસાં મોકલી આપો તો સારૂં. અમે આપનાં રંક બચ્ચાં છીએ. આશા છે, કે આ બચ્ચાંને તમે જરૂર પાળશો, બાપુ, નિરાશ ન કરશો. તમારે ઘેર આખી સૃષ્ટિ છે, તેથીજ આ માગણી કરી છે. આપ કાગળ મળે કે તરતજ અમને હાનો ઉત્તર લખી દેજો અને દૂધ અને પતાસાં મોકલવાની ગોઠવણુ પણ કરી દેજો. અમે આપને આથી વધારે શું લખીએ ?

લી૦ આપનાં બે રંક બાળક.




'આજથી દરરોજ શેર દુધ ને પતાસાં મારી પાસેથી લઇ જજો.'

A 3578—Lakshmi Art, Bombay, 8

સરનામું:—

પરમાત્મા—સૃષ્ટિના માલિકને પહોચે.

મુ૦ ઉંચે આકાશમાં.

પછી તે મહેતાજીની રજા લઇ પોસ્ટ ઓફીસમાં કાગળ નાખવા ગયા બિચારાઓને કાગળ કયાં નાખવો તેની પણ ખબર ન હુતી પોસ્ટમાસ્તરને પૂછયું, કે, "સાહેબ, કાગળ કયાં નાખીએ" ? માસ્તરે કહ્યું, કે "પેલી ટપાલની પેટીમાં". તેઓ પેટીમાં નાખવા તો ગયાં પણ નાનાં હતાં તેથી પહોંચી શકયાં નહિ. ફ્દી કૂદીને કાગળ નાખવા પ્રયત્ન કર્યો પણ આખરે નિષ્ફળ નીવડયા. પછી માસ્તરે કહ્યું, "લાવો, હું તમારો કાગળ નાખી દઇશ." બાળકોએ કાગળ માસ્તર સાહેબના હાથમાં મૂકયો. સરનામું જોતાંજ માસ્તર સાહેબ ચકિત થયા અને બાળકોની તરફ આશ્ચર્યથી જોવા લાગ્યાં બાળક આખા દિવસનાં ભૂખ્યાં હતાં. તેમનાં મુખ મલિન અને દુ:ખી જણાતાં હતાં. માસ્તરે પૂછયું, "તમે કોના છોકરા છો ? આ કાગળ કોણે લખ્યો ?" બાળકોએ ઉત્તર આપ્યો, કે "અમે સુશીલાદેવી વિધવાના પુત્રો છીએ. અમારી માતા અમને રોજ દૂધ ને પતાસાં આપતી હતી, પણ આજે તે માંદી હોવાથી કામ કરી શકી નથી. કામ કરીને જે પૈસા આવે તેમાંથી અમને દૂધ અને પતાસાં લાવી આપતી, પણ આજે તો કામ થઇ શકયું નહિ, તેથી

અમને તે મળ્યાં નથી. પણ તેણે કહ્યું કે પરમેશ્વરની પાસે માગશો તો મળશે. આથી અમે અમને લખતાં ન આવડવાથી અમારી નિશાળના એક સારા છોકરા પાસે આ કાગળ લખાવ્યો છે. આજે દિવસ ઉગ્યો ત્યારથી અત્યાર સુધીમાં અમે કંઇપણ ખાધું નથી.

માસ્તર–પરમેશ્વર કયાં છે, તે તમે જાણો છો ?

બાળકો–અમારી માતાને પણ અમે આવોજ સવાલ પૂછયો હતો, ત્યારે તેણે ઉપર આંગળી કરી હતી. આ ઉપરથી અમને લાગે છે, કે પરમેશ્વર ઉપર રહેતા હશે.

માસ્તર–હું તમારો પત્ર વાંચું ?

બાળકો–હા, એમાં શું ? ઘણી ખુશીથી વાંચો અને ભૂલ હોય તો સુધારજો.

માસ્તરે પરબીડીઉં ફોડીને કાગળ કાઢી વાંચ્યો બાળકોનું દુઃખ અને તેમની પરમેશ્વરપરની સાચી શ્રદ્ધા જોઇને તેને દયા ઉપજી; અને તેમને કહ્યું, કે "આજથી દરરોજ એક શેર દુધ અને દશબાર પતાસાં મારી પાસેથી લઇ જજો."

ઇશ્વર કોઇને જાતે આવી કશું આપી જતો નથી, પણ મહાનુભાવ જનોને પોતાના સાધનરૂપ બનાવી તેમના હાથે અપાવે છે. પરમાત્માપર સાચો વિશ્વાસ અને પૂર્ણ પ્રીતિ હોય તો આપણી અભિલાષાઓ ફળે છે.

——o——




## ધન્ય ક્ષણનો લાભ.



એક કુંભારને એક છોકરો હતો. તે જુવાન હતો. એક દિવસે રાજાને ત્યાં તે વાસણ આપવા ગયો અચાનક તેની દૃષ્ટિ બારીમાં ઉભેલી મનોહર રાજપુત્રી તરફ પડી. તેને જોતાંજ એકદમ તેના હૃદયમાં કામબાણ વાગ્યાં. ઘેર આવી મુગ્ધ થઇ સૂઇ રહયો. તે ખાવાનું પીવાનું વગેરે સઘળું ભૂલી જઇ મોહિનીનું ધ્યાન ધરતો 'હાય હાય' કરી હાથ પછાડતો હતો. ઘરનાં બધાં માણસોએ પૂછયું કે "તને આ શું થયું છે? તું આમ કેમ કરે છે? તારે શું જોઇએ છે? કંઇ રોગ તો નથી થયો?" પણ તે કામગ્રસ્ત છોકરે કોઇને કશો પણ ઉત્તર આપ્યો નહિ. થોરો વખત વીત્યા પછી એની માએ એની પાસે જઇને પૂછયું ત્યારે તેણે સાચેસાચી વાત કહી દીધી. તેણે કહ્યું. કે "આજે રાજાને ત્યાં વાસણ આપવા ગયો હતો, ત્યાં અચાનક રાજપુત્રીને જોવાથી આ દશા થઇ છે પ્રાણ નીકળી જાય તો ભલે, પણ ફરીથી તેનાં દર્શન નહિ થાય ત્યાં સુધી હું

ભોજન લેવાનો નથી." માતાએ કહ્યું, "ઉઠ, આજ તો જમી લે. આજથી છ મહીના પછી હું તને રાજપુત્રીનાં દર્શન કરાવીશ." ભોજન કર્યા બાદ તેની માએ કહ્યું, કે "તું અહીંથી છ મહીના સુધી બીજે દૂરને ઠેકાણે રહે, અને એ મુદત વીત્યા પછી સાધુનો વેશ લઇને આવજે અને રાજાની ફૂલવાડીમાં ઉતરજે. ત્યાં તને રાજપુત્રીનાં દર્શન થશે." યુવાન કુંભારે એ પ્રમાણે કર્યું. છ માસ વીતી ગયા પછી તે રાજાની વાટિકામાં સાધુ થઇને આવ્યો અને કોઇ માણસ પાસે પોતાની માતાને બોલાવીને રાજપુત્રીનાં દર્શન કરાવવાનું કહ્યું. માએ કહ્યું, "તું આંખ બંધ કરી ધ્યાનગ્રસ્ત થઇ સમાધિ લગાવ. હમણાં હું તને દર્શન કરાવું છું. હું તારી પાછળ બેસવાની છું. રાજપુત્રી આવશે એટલે હું તને હાથનો સ્પર્શ કરી ચેતાવીશ તે વખતે તું આંખો ખોલી દેજે." આ કુંભારની માએ તો આખા શહેરમાં અફવા ફેલાવી કે રાજાની વાડીમાં એક મોટા મહાત્મા પધારેલા છે અને તે જે માગીએ તે આપે છે એ સાંભળી ગામનાં સઘળાં નરનારી ત્યાં જવા લાગ્યાં રાજારાણીને કાને પણ વાત ગઇ કે એક મહાત્મા વાટિકામાં પધારેલા છે. પછી તે પોતાની પુત્રીને લઇ મહાત્માનાં દર્શન કરવા ગયાં. ત્રણે જણ ત્યાં પહોચ્યાં કે તરતજ પેલા મહાત્માની માતાએ તેમને હાથ અડકાડી ચેતાવી દીધા કે રાજારાણી પોતાની કુંવરી સાથે તારી સામે ઉભેલાં છે, તો હવે આંખ ઉઘાડી



‘જો હુ સાચો મહાત્મા બનું તો મારી આગળ શિર કોણ ન ઝુકાવે?’

A 3578—Lakshmi Art, Bombay, 8

ઘણા વખતથી જેની રાહ જુએ છે, તેનાં દર્શન કરી લે. પણ કુંભારના છોકરાને કોઇ દૈવી કારણથી એકાએક જ્ઞાનની લગની લાગી તેણે વિચાર કર્યો કે આજે હું એક ઢોંગી મહાત્મા બન્યો છું તોપણ મારી સામે ગામનાં સઘળાં સ્ત્રી-પુરુષ તથા રાજારાણી અને રાજપુત્રી ઉભેલાં છે, તો જો હું સાચેસાચો મહાત્મા બનું તો મારી આગળ શિર કોણ ન ઝુકાવે ! આવો વિચાર કરી તે છોકરાએ સાચું ધ્યાન ધરવા માંડયું અને થોડી વારમાં તેમાં લીન થઇ ગયો બાકીનું જીવન તેણે પરમાત્માના ધ્યાનમાંજ ગાળ્યું. તેણે ધીમે ધીમે એટલી શક્તિ પ્રાપ્ત કરી કે આખા દેશમાં તેની વાહવાહ બોલાવા લાગી.

અનેક માણસોના જીવનમાં આવી ધન્ય ક્ષણો અનેકવાર આવે છે, પણ તેનો લાભ લેનારા થોડા છે. જો માણસ ધન્ય ક્ષણોનો લાભ લેતાં શીખે તો તેનું જીવન ધીમે ધીમે ઉન્નત થયા વિના રહે નહિ. ઘણીવાર માણસની અશુભ વાસનાને સ્થળે શુભ વાસના પ્રકટ થાય છે, તેને પોષવામાં આવે તો જરૂર મીઠાં ફળ મળ્યા વગર રહે નહિ.





## રત્ન ૯ મું.

### ભાવના એવું ફળ.



એક રાજાને કેટલીક રાણીઓ હતી. રાજા કંઇ કામ આવી પડવાથી પરદેશ ગયા અને ત્યાં તેમને લાંબા વખત સુધી રહેવું પડયું. રાણીઓના સાંભળવામાં આવ્યું હતું કે રાજા ગયા છે, ત્યાંની અમુક વસ્તુઓ બહુજ વખણાય છે. આ ઉપરથી એક રાણીએ લખ્યું કે ત્યાં કંઠશ્રી બહુ સારી થાય છે, માટે આપ આવો ત્યારે જરૂર લેતા આવજો બીજીએ લખ્યું કે ત્યાં સાડીઓ બહુજ ઉત્તમ બને છે, તે આપ મારે માટે જરૂર લેતા આવજો. ત્રીજીએ લખ્યું કે ત્યાંની મલમલ બહુ સરસ બને છે, તેના ચાર તાકા આપ જયારે પધારો ત્યારે મારે માટે લેતા આવજો એવી રીતે બીજી રાણીઓએ પણ પોતપોતાને ગમતી ચીજો લાવવાનું લખ્યું. પરંતુ એક રાણીએ એવું લખ્યું કે મારે કોઇ ચીજની જરૂર નથી, પણ મારે તો ઘણા દિવસથી આપનાં દર્શન થયાં નથી માટે તેની ખાસ આવશ્યકતા છે, તો કૃપા કરીને જલદી પધારી દાસીને કૃતાર્થ કરશો. રાજા બધી રાણીઓની મંગાવેલી વસ્તુઓ લઇ ઘર તરફ પાછા

ફર્યા મંગાવેલી ચીજો સિવાય બીજી ચીજો પણ ઘણી ખરીદી હતી ઘેર આવી સૌને પોતપોતાની મંગાવેલી વસ્તુ પહોંચાડી દઇ બાકી રહેલી વસ્તુઓ લઇ પેલી દર્શનની વાટ જોનારી રાણીના મંદિરમાં ગયા. બીજી રાણીઓએ ઇર્ષ્યાના આવેશમાં આવી પૂછયું કે "મહારાજ! અમે શો ગુનો કીધો કે અમને એકેક વસ્તુ આપી અને અમારે ત્યાં ન પધાર્યા અને આને આટલી બધી ચીજો આપી અને તેને મંદિરે પધાર્યા? મહારાજાએ કહ્યું કે "મેં તમને દરેકને તમારી લખેલી વસ્તુ આપી છે, આ રાણીને પણ તેની ઇચ્છિત વસ્તુજ મળી છે"

જે જેની ઉપાસના કરે તેજ તેને મળે છે. ધનની ઉપાસના કરનારને ધન અને સ્ત્રીની ઉપાસના કરનારને સ્ત્રી મળે છે. આમ છે, તો સારી ઉપાસના શા માટે ન કરવી? બધી ઉપાસનાઓમાં પરમેશ્વરનીજ ઉપાસના શ્રેષ્ઠ છે, માટે તેને કરી તેનું સ્વરૂપ જાણવું એ મનુષ્યમાત્રનું પરમ કર્તવ્ય છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે, કેઃ—

यो यमर्थं प्रार्थयते यमर्थं घटते च यः।
सोऽवश्यं तमाप्नोति न चेत् श्रान्तो निवर्तते॥

જે જેને ઇચ્છે છે, અને જેમાં મશગુલ થઇ જાય છે, તે તેનાથી થાકી જઇને પાછો ન ફરે તો અવશ્ય તેને તે મળે છે.




## ઇશ્વર જે કરે છે, તે સારાને માટે કરે છે.



બુદ્ધ ભગવાન્ થયા તે પહેલાં થોડા કાળ અગાઉ એક રાજાને ત્યાં એક મંત્રી હતો, તેનો એવો દૃઢ વિશ્વાસ હતો કે 'ઇશ્વર જે કંઇ કરે છે, તે સારાને માટેજ કરે છે.' એક દિવસ રાજા અને મંત્રી બંને શિકાર રમવા એક ભયાનક વનમાં જઇ પહોંચ્યા ત્યાં સિંહ ઉપર શસ્ત્ર પ્રહાર કરતાં રાજાની એક આંગળી કપાઇ ગઇ. તેણે મંત્રીને કહ્યું કે " મારી આંગળી કપાઇ ગઇ છે. માટે લોહી બંધ કરવાને એકદમ પાટો બાંધો." મંત્રીએ પાટો બાંધતાં બાંધતાં કહ્યું કે "ઇશ્વર જે કરે છે, તે સારાને માટેજ કરે છે.' આ સાંભળી રાજા ઘણો નાખૂશ થયો અને કહેવા લાગ્યો કે " મારી તો આંગળી કપાઇ ગઇ છે, અને આપ તો કહો છો, કે પરમાત્મા જે કંઈ કરે છે, તે સારૂંજ કરે છે, એ કેવી વિચિત્ર વાત !" પછી અપ્રસન્ન થએલા રાજાએ મંત્રીને તરતજ કાઢી મૂકયો તે ત્યાંથી પાછો ફરી ઘેર આવ્યો

અને રાજા શિકારની ધૂનમાં બીજા રાજ્યની હદમાં પહોંચી ગયો. તે કાળમાં મનુષ્યને યજ્ઞમાં હોમવામાં આવતાં હતાં. ત્યાંના રાજાએ આ વખતે એક યજ્ઞ આરંભ્યો હતો અને તેને બલિ દાનને માટે એક માણસની જરૂર હતી. રાજાના દૂતો એક માણસની શોધમાં ફરતા હતા, તેવામાં આ રાજા તેમના જોવામાં આવ્યો. તેને પકડીને રાજધાનીમાં યજ્ઞ થવાનો હતો તે સ્થળે આણ્યો. યજ્ઞ કરાવનારા બ્રાહ્મણોએ રાજાના શરીરની પરીક્ષા કરતાં જાણ્યું કે એની તો એક આંગળી કપાએલી છે, માટે તે તો અંગભંગ કહેવાય અને અંગભંગનો બલિ કરવાનો શાસ્ત્રમાં નિષેધ છે, માટે આ માણસને હોમી શકાશે નહિ. આથી તેને છોડી દેવામાં આવ્યો એટલે તરતજ પ્રાણ લઇને એક શ્વાસે ઘેર આવ્યો. માર્ગમાં વિચાર્યું કે "મંત્રી કહેતો હતો તે સાચું પડયું. મારી આંગળી કપાએલી ન હોત તો આજે મારૂં બલિદાન થઇ જાત." ઘેર આવીને રાજાએ મંત્રીજીને બોલાવા મોકલ્યા. મંત્રીજી બીતા બીતા દરબારમાં આવ્યા અને સલામ કરી યોગ્ય સ્થાને બેઠા. રાજાએ કહ્યું, કે "મંત્રીજી, તમારૂં કહેવું તદ્દન સાચું છે. ઇશ્વર જે કરે છે તે સારાને માટેજ કરે છે." પછી બધી બનેલી વાત કહી સંભળાવી; અને એક પ્રશ્ન પૂછયો, કે "મારી આંગળી કપાઇ ગઈ એ તો સારૂં થયું પણ મેં તમને થઇ અપ્રસન્ન

નોકરી ઉપરથી કાઢી મૂકયા એમાં ઇશ્વરે શું સારૂં કર્યું ?' મંત્રીએ કહ્યું, "મહારાજ! આપે મને ન કાઢી મૂકયો હોત તો હું આપની સાથેજ આવત અને આપ તો અંગભંગ ગણાઇને બચી જાત પણ મારાં સર્વ અંગ સારાં હોવાથી મારૂં બલિદાન અપાત." આ સાંભળી રાજા ઘણો ખુશ થયો અને મંત્રીજીને ફરીથી નોકરીમાં રાખી લીધા.

દરેક માણુસે ઇશ્વર સર્વ કંઇ સારાને માટેજ કરે છે, એવી શ્રદ્ધા રાખવી જોઇએ. કેટલીક વખત આપણે તેનો ગુપ્ત ભેદ સમજી શકતા નથી, પણ તેનો તો તેમાં કંઇક શુભ હેતુજ હોય છે. જે માણસના મનમાં આ નિયમ બરાબર ઠસી જાય છે, તે સારી રીતે શાન્તિનું સેવન કરી શકે છે. ખરી રીતે કહીએ તો આ નિયમ દુઃખમાં દિલાસો આપનાર એક પરમ મિત્ર છે.






## ઇશ્વર મારૂં સુખ સાંખી શકયો નહિ.




ક માણસ ૧૦ વર્ષ નોકરી કરી પોતાને ઘેર જતો હતો. પોતાની સ્ત્રીને માટે કાચા રંગની એક ચુંદડી અને પોતાનાં બાળકો માટે કાચા રંગનાં બે રમકડાં અને થોડાં પતાસાં તેણે સાથે લઇ લીધાં હતાં. રસ્તામાં ભોગજોગે વરસાદ પડવાથી તેની ચુંદડી અને રમકડાંનો રંગ ઉતરી ગયો અને પતાસાં પલળી જઇ ઓગળી ગયાં. આ જોઇ તે બગડવા લાગ્યો, કે "અરે રામ! ૧૦ વર્ષ પછી એક કાચી ચુંદડી અને બે કાચા રંગનાં રમકડાં તથા થોડાં પતાસાં સ્ત્રી તથા બાળકને માટે લીધાં તે પણ પરમેશ્વર ખમી શકયો નહિ. મારૂં સુખ એનાથી જોઇ ન શકાયું" આગળ ચાલતાં તેને માલમ પડયું કે એક ગરનાળામાં બે લુટારા મારા ઉપર ગોળી છોડવાની તૈયારી કરી રહ્યા છે; પરંતુ વરસાદને લીધે ગોળી હવાઇ ગઈ છે, અને ઘોડો ઢીલો પડી ગયો છે, તેથી તેઓ નિરુપાય બન્યા છે. તે

મનમાં વિચાર કરવા લાગ્યો, કે " ધન્ય છે પ્રભુ ! આ વખતે જો વરસાદ ન પડત તો મારૂં તો આવીજ બન્યું હતુ. હવે બાળબચ્ચાંનાં મુખડાં જોવા પામીશ તે પણ તારા પ્રતાપેજ. હે અંતર્યામી ! હું જે કંઇ અજ્ઞાનતાથી બબડયો છું, તેની ક્ષમા કરશો."

કેટલાક માણસો પોતાની કાર્યસિદ્ધિ નહિ થવાથી ઘણીવાર પરમાત્મા માથે આળ ચઢાવે છે, એ ઘણુંજ ભૂલભરેલું છે. પ્રભુ જે કરે છે, તે સારાને માટેજ કરે છે. દુઃખ આપશે તેમાં પણ તેનો ઉચ્ચ હેતુજ હશે વિપત્તિ આવે ત્યારે ધૈર્ય ન છોડવામાં આવે તો અવશ્ય મીઠાં ફળ મળે છે. કોઇ વિદ્વાને કહ્યું છે, કેઃ—

स एव धन्यो विपदि स्वरूपं यो न मुञ्चति ।

જે વિપત્તિમાં પણ પોતાના સ્વરૂપને તજતો નથી એટલે ધૈર્યને ધારણ કરી રાખે છે, તેને ધન્ય છે.






## ખરો ખજાનો.




એક પુરુષ ઘણોજ ગરીબ હતો. તેણે ઘણે ઠેકાણે ધનની શોધ કરી, પરંતુ કોઇ પણ જગાએથી એક પાઈ પણ ન મળી. તેથી તે નિરાશ થઈને પાછો ઘર તરફ ફર્યો. એટલામાં એક મહાત્માની સાથે તેને મેળાપ થયો. મહાત્માજીને તેણે પ્રણામ કર્યા અને તેમના પૂછવાથી સર્વ હકીકત તેમને કહી. મહાત્માજીએ કહ્યું, કે "આ સામે પડી ગએલું મંદિર છે, ત્યાં જઇ એક કોદાળી વડે ખોદ, અને જમીનમાંથી કોઇ માણસ નીકળીને તારા કાર્યમાં વિઘ્ન નાખે તો પાસે એક તરવાર રાખી તે વડે તેને ઠાર કરતો જા. છેવટે તને ત્યાંથી એક મોટો ખજાનો મળશે."

પેલા માણસે કોદાળી લઇ ખોદવાનું શરૂ કર્યું. સાથે તરવાર પણ રાખી હતી. થોડું ખોદાયા પછી અંદરથી એક સ્ત્રી નીકળી. તેને તેણે પૂછયું, કે "તું કોણ છે; તારૂં

નામ શું, અને તું ક્યાં રહે છે ?" સ્ત્રીએ જવાબ આપ્યો કે "હું એક બ્રાહ્મણી છું, મારૂં નામ લજ્જાદેવી છે, અને નેત્રપુરમાં રહું છું. એ સાંભળી પેલા ખોદનારે કહ્યું કે "તું હમણાં અહીંથી આઘી બેસ." પછી તેણે ખોદવાનું શરૂ કર્યું. થોડીવાર પછી એક બીજી સ્ત્રી નીકળી તેને પૂછવાથી માલમ પડયું કે તે પણ બ્રાહ્મણી હતી. તેનું નામ દયાગૌરી હતું અને તે હૃદયપુરમાં રહેતી હતી. તેણે તેને પણ દૂર બેસવાની આજ્ઞા કરી અને ફરીથી ખોદવા માંડયું એટલામાં એક ત્રીજી સ્ત્રી નીકળી તેને પણ ઉપર પ્રમાણે પ્રશ્ન પૂછવાથી તેણે ઉત્તર આપ્યો કે "હું એક બ્રાહ્મણી છું, મારૂં નામ ધૃતિદેવી છે, અને હું મનઃપુરમાં વાસ કરૂં છું." એને પણ દૂર બેસાડી પેલો માણસ ખોદવા લાગ્યો. થોડીવાર ખોદ્યા પછી તેમાંથી હાથપગ પછાડતો એક બિહામણો માણસ નીકળ્યો, તેને પણ પેલી સ્ત્રીઓના જેવાજ પ્રશ્નો પૂછયા એટલે તેણે ઉત્તર આપ્યો, કે "મારી નાતજાતનું તો કંઇ ઠેકાણું નથી, પણ મારૂં નામ કામજી છે અને હું નેત્રપુરમાં રહુ છું." પેલા માણસે કહ્યું કે "ત્યાં તો લજ્જાદેવી રહે છે." એ સાંભળી કામજીએ કહ્યું કે "હા, એ વાત ખરી છે. એ રહે છે અને હું પણ રહું છું. થોડા દિવસ પછી હું તેને મારી સ્ત્રી કરી લેવાનો છું." કામજીના મોંના છેલ્લા શબ્દો સાંભળતાંજ પેલો માણસ એકદમ બોલી ઉઠયો કે "દુષ્ટ ! લજ્જાદેવીને તારે સ્ત્રી કરવી

છે ? લે, લેતો જા." આ પ્રમાણે કહીને તેણે તરવાર વડે તેનું ગળું કાપી નાખ્યું, અને ફરીથી ખોદવાનું શરૂ કર્યું. થોડીવાર પણ ન થઇ એટલામાં તો હોઠ ફફડાવતો એક ભયંકર માણસ નીકળી આવ્યો. તેને પણ ઉપરના જેવાજ પ્રશ્ન પૂછવાથી ઉત્તર મળ્યો કે "હું ચાંડાલ જાતિનો છું, મારૂં નામ ક્રોધ છે, અને દયાગૌરીને ગમે તે રીતે સમજાવીને મારી સ્ત્રી કરવા ખાતર હૃદયપુરની એક ચાલીમાં થોડા વખતથી ગુપ્ત રીતે વસું છું." "અરે ચાંડાલ! દયાગૌરી જેવી પવિત્ર બ્રાહ્મણીને છેતરીને તારે તેને સ્ત્રી કરવી છે?" એમ કહી તરવાર વડે તેનું માથું ઉડાવી દીધું, અને તરતજ પોતાને કામે લાગી ગયો. થોડીવાર ખોદાયા પછી એક વિચિત્ર માણસ નીકળ્યો. તેને પૂછવાથી માલમ પડ્યું કે તે વર્ણશંકર છે, તેનું નામ મોહદાસ છે, અને તે પણ ધૃતિદેવીની પેઠે મનઃપુરમાં રહે છે. વળી તેણે એમ પણ કહ્યું કે "ધૃતિદેવીની સાથે મારી લગ્ન કરવાની ઇચ્છા છે. એ માનશે તો ઠીક છે, નહિ તો હું બળાત્કાર કરીશ, પણ છોડવાનો નથી." "એક તો તું વર્ણશંકર છે, અને ધૃતિદેવી જેવી પવિત્ર બ્રાહ્મણીને સ્ત્રી કરવાની ઇચ્છા રાખે છે! શું આમ કરી તારે વર્ણશંકરત્વમાં વધારો કરવો છે? તારા જેવા દુષ્ટનું સંસારમાં શું કામ છે!" એમ કહી પેલા માણસે તેને પણ મરણશરણ કરી દીધો. મોહદાસને માર્યા પછી તેના મનમાં એકાએક વિચાર આવ્યો કે "આ સ્ત્રીઓ

મને શી મદદ કરવાની છે? કેટલીકવાર તો તે પણ મારૂં ધ્યાન આકર્ષી કામમાં વિલંબ કરાવે છે. લજ્જાદેવીની શરમને લીધે ઘણા લોકોને નકામા વરા કરવા પડે છે, તો મારે પણ કોઇ દિવસ તેવો પ્રસંગ આવે માટે તેને પાસે રાખવી ન જોઇએ. દયાગૌરી પણ કેટલીક વખત અધર્મ આચરાવે છે, તો તેને પાસે રાખવાથી મારે પણ કોઈ દિવસ અધર્મ્ય કાર્ય કરવું પડે, તેથી તેને દૂર મોકલવીજ યોગ્ય છે. હા, એ વાત ખરી છે, કે આ બંને સ્ત્રીઓ ઘણી વખતે ઉપયોગી થઈ પડે છે, તેથી જીવતી હોય તો જરૂર પડે સારા કામોમાં તેમની મદદ લઇ શકાય, માટે તેમને મારી નાખવી ન જોઇએ." આ પ્રમાણે વિચાર કરી તે બે સ્ત્રીઓને પોતાની પાસેથી ફાવે ત્યાં જવાની આજ્ઞા કરી ને કેવળ ધૃતિદેવીનેજ પાસે રાખી કામ આગળ ચલાવ્યું. પેલી સ્ત્રીઓ જવા નીકળી ત્યારે તેમની પાસેથી વચન લીધું કે "તમે બોલાવશો ત્યારે અમે ગમે ત્યાં હોઇશું પણ જરૂર આવીશુ." ખોદતાં ખોદતાં એક શિલા આવી, તેને ફેરવીને ઉથલાવી પાડવાથી એક મોટો કોશ જણાયો. ખજાનામાંથી બધું બહાર કાઢી પોતાને ઘેર લઇ ગયો અને આનંદપૂર્વક જીવન ગાળવા લાગ્યો.

આ રૂપક ઉપરથી બહુ સમજવાનું છે. ધારો કે એક માણસ મોક્ષરૂપ ખજાનાને માટે જયાં-ત્યાં ભટકે છે, પણ

કંઇ પત્તો ખાતો નથી. જો કોઇ મહાત્મા આ ભટકનારને જુએ તો કહે કે "ભાઇ, વ્યર્થ પરિશ્રમ શા માટે કરો છો? શરીરરૂપ મંદિરમાં જ્ઞાનરૂપ કોદાળી વડે ખોદશો તો છેવટે મોક્ષરૂપ ખજાનો મળશે. ખોદતી વખતે સાથે વૈરાગ્યરૂપ તરવાર પણ રાખજો અને જે કોઇ તમારા કાર્યમાં વિઘ્ન નાખે તેને તેનાથી ઠાર કરજો." આ ઉપદેશ સાંભળી જો તે માણસ જ્ઞાનમાં તલ્લીન થઇ વૈરાગ્યવાન્ બને તો અવશ્યમેવ તેને મોક્ષ મળે. મુમુક્ષુના માર્ગમાં કામ, ક્રોધ, અને મોહ કાંટા વેરે છે, માટે એ ત્રણેને દુર કરવા જોઇએ. આ માણસના માર્ગમાં પણ જો એ શત્રુઓ આવે તો તેમને દુર કરવાની તેને ખાસ જરૂર છે. વળી લોકલજ્જા અને પુત્રપૌત્રાદિકના તરફની દયા એ પણ મોક્ષમાર્ગ તરફ જનારને ખેંચી રાખે છે, માટે તેને પણ તજવી જોઇએ. મોક્ષ તરફ પ્રયાણ કર્યા પછી માર્ગમાં ગમે તેટલાં વિઘ્ન આવે તોપણ હિંમત હારવી નહિ પણ કામ ચાલુજ રાખવું. આ બધું કર્યા પછી છેવટે અહંકારરૂપ શિલા આવે છે, તેને પણ જો ઉથલાવી પાડવામાં આવે તો તરતજ મોક્ષ પ્રાપ્ત થાય. આપણો ધારેલો માણસ પણ સર્વ સંકટો વટાવી જઇ છેવટે મોક્ષરૂપ કોશ પ્રાપ્ત કરે છે, એમ માની લઇએ અને આપણા પ્રાચીન મુનિઓની વાણીનો કંઇક પ્રસાદ ચખાડી આ વાર્તા બંધ કરીએ.

हिरण्मये परे कोशे विरजं ब्रह्म निष्कलम् ।
तच्छुभ्रं ज्योतिषां ज्योतिस्तद्यदात्मविदो विदुः ॥
( મુણ્ડક ઉપનિષદ્. )

ભાવાર્થ:—મોહ પમાડે એવા ચળકતા પદાર્થોથી પર, અવિદ્યાશૂન્ય, નિર્દોષ, વિશુદ્ધ, અને જ્યોતિઓનો જ્યોતિ જે બ્રહ્મ છે, તેને આત્મજ્ઞાનીઓ જાણે છે.

तथापि हिरण्यरूपानिधिं निहितं अक्षेत्रज्ञा उपरि उपरि सञ्चरन्तो न विन्देयुः एवमेव इमाः सर्वाः प्रजाः अहरहर्गच्छन्त्यो हताः एव ब्रह्मलोकं न विन्दन्ति अनृतेन हि । ( મુણ્ડક ઉપનિષદ્ )

ભાવાર્થ:--સોનાના ભંડારનો રસ્તો ન જાણનાર તેના ઉપર ફરવા છતાં તે મેળવી શકતો નથી, તેમ આ સર્વ લોકો રાતદિવસ બ્રહ્મમાં ફરવા છતાં અસત્યને લીધે તેને જાણી શકતા નથી. એક કવિ બ્રહ્મને વર્ણવતાં બહુજ ટુંકાણમાં કહે છે, કે:--

વ્યાપક બ્રહ્મ સદા સબ ઠૌર,[0]
વ્યર્થ ચાર ધામોંકી[1] દૌર;[2]
દેખુ ન કસ[3] હદ નૈન ઉઘારી[4]
કનિયાં[5] લડીકા[6] ગાંવ[7] ગોહારી.[8]

---

૦ ઠેકાણું, ૧ દ્વારકા, રામેશ્વર, જગન્નાથ અને હરિદ્વાર એ ચાર તીર્થસ્થાન. ૨ દોડાદોડી. ૩ કોઇ. ૪ ઉઘાડી. ૫ પાસે. ૬ છોકરો, ૭ ગામ, ૮ શોધ્યો.

અર્થઃ—બ્રહ્મ સદા સર્વ ઠેકાણે વ્યાપક છે, તેથી ચાર તીર્થસ્થાનની દોડાદોડી નકામી છે. કોઇ આંખ ઉઘાડીને હૃદય જોતું નથી, પણ કોઇ માણસ છોકરો પોતાની પાસે હોવા છતાં આખા ગામમાં ખોળી વળે તેની પેઠે કરે છે.



## રત્ન ૧૩ મું.



### ખરો સાથી ધર્મ છે.



એક સાહુકારને એક પુત્ર હતો. તે બહુ દુરાચારી હતો એક દિવસ એ પતંગ ઉડાડવા ગયો. પવનના તાણને લીધે દોરો તૂટી ગયો અને પતંગ આઘે જંગલમાં એક મહાત્મા હતા ત્યાં જઇ પડી. તે દોડતો મહાત્માની પાસે આવી પહોંચ્યો. મહાત્માજીને જોતાંજ આ છોકરો પતંગની વાત ભૂલી ગયો અને હાથ જોડીને તેમની સામે ઉભો રહયો. મહાત્મા ધ્યાનમગ્ન હતા. થોડી વાર પછી આંખો ઉઘડી ત્યારે તેમની દૃષ્ટિ આ છોકરા ઉપર

પડી. તેમણે પૂછ્યું, બચ્ચા ! તુમ કૌન હો ? યહાં કહાં આયે ?" આ પ્રશ્નો સાંભળતાંજ છોકરાના હૃદયમાં શ્રદ્ધા ઉત્પન્ન થઇ તેણે પોતાનું સઘળું વૃત્તાન્ત કહી બતાવ્યું. પોતાના એકેએક દુરાચાર કહ્યા અને છેવટે કહ્યું, કે "મહારાજ ! કોઇ એવો ઉપાય બતાવો કે હું કુકર્મોથી બચું અને સુકર્મોમાં પ્રવૃત્ત થાઉં." મહાત્માએ કહ્યું કે "જેવી રીતે તેં મારી આગળ સાચેસાચું કહ્યું છે, તેવી રીતે બધે ઠેકાણે સાચેસાચું કહેજે". પછી આગળ ચાલતાં તેમણે **वाङ्मनसोर्याथातथ्यव्यापार: सत्यम्**—વાણી અને મનનો એકજ વ્યાપાર તે સત્ય કહેવાય છે, એ બાબત સમજાવી. વધારામાં કહ્યું, કે "સત્ય બોલવાથી તું કુકર્મોથી બચીશ અને સુકર્મો તરફ વળીશ." છોકરાએ ત્યાંને ત્યાંજ દૃઢ પ્રતિજ્ઞા કરી કે આજથી ગમે તેમ થાય તોપણ સત્ય બોલવું બીજે દિવસે તે ઘેર આવી દારૂની શીશી હાથમાં પકડી કલાલની દુકાને જવા નીકળ્યો. રસ્તામાં તેનો મોટો ભાઇ મળ્યો તેણે પૂછ્યું કે "ભાઈ ક્યાં જાઓ છો ?" પેલો તો વિચારમાં પડી ગયો સાચું કહે તો ફજેતી થાય અને જૂઠું કહે તો પ્રતિજ્ઞા તૂટે. આ બે રસ્તા મૂકી તેણે ત્રીજો રસ્તો શોધી કાઢયો. તેણે કંઇ પણ ઉત્તર ન આપ્યો પણ સીધેસીધું ઘર તરફ ચાલવા માંડયું બીજે દિવસે હૉટેલ તરફ જવા નીકળ્યો ત્યારે રસ્તામાં તેના કાકા મળ્યા. તેમણે પૂછ્યું કે "કેમ, ક્યાં તૈયારી કરી ?" આ વખતે પણ કંઇ સૂઝયું નહિ તેથી



"ત્યારે હું દૂધ પી જાઉં?" બધાંએ ઉત્તર વાળ્યો કે, હા, મહારાજ! આંધળાને તો એ આંખોજ જોઇએ.

બોલ્યાચાલ્યા વિના ઘર તરફ વળ્યો. આ પ્રમાણે ધીરે ધીરે તેના દુર્ગુણ નાશ પામ્યા. પછી તેના હૃદયમાં જ્ઞાનનો પ્રકાશ થવા માંડયો. ફરીથી પાછો આ છોકરો પેલા મહાત્મા પાસે ગયો અને ઉન્નત થવાની ઇચ્છા દર્શાવી. તેમણે વેદાદિ શાસ્ત્રોમાં દર્શાવેલા યમનિયમ બતાવ્યા.

**तत्राहिंसा सत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः ॥**

(યોગશાસ્ત્ર, સાધનપાદ સૂકત ૩૦ મું.)

**शौचसंतोषतपः स्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः ॥**

(સૂત્ર ૩૨ મું.)

ભાવાર્થ:—કોઈની સાથે માનસિક કે કાયિક વૈર ન રાખવું, સત્ય ભાષણ કરવું, કોઇપણ પ્રકારની ચોરી ન કરવી, બ્રહ્મચર્યનું પાલન કરવું, અને અહંકારને છોડી સંગ્રહવૃત્તિ ઓછી કરવી એ પાંચ યમ છે. શરીરને જળથી તથા આત્માને જ્ઞાનથી શુદ્ધ રાખવો, પુરુષાર્થથી જે પ્રાપ્ત થાય તેમાં લાભ હોય કે હાનિ હોય તોપણ પ્રસન્નચિત્ત રહેવું, મન અને વાણીને કબજે રાખવાં, સત્યશાસ્ત્રોનું અધ્યયન કરવું, અને પરમાત્માની આજ્ઞા પ્રમાણે ચાલવું, એ પાંચ નિયમ છે.

પેલો છોકરો આ યમનિયમ પાળતો થઇ ગયો. થોડો કાળ વીત્યા બાદ તે પાછો મહાત્માજીની પાસે ગયો અને

સમાધિ શીખવવા વિનતિ કરી. તેમણે તેની ક્રિયા શીખવતી વખતે કહ્યું કેઃ—

**समाधिनिर्धूतमलस्य चेतसो निवेशितस्यात्मनि यत्सुखं भवेत्**
**न शक्यते वर्णयितुं गिरा तदा स्वयन्तदन्तः करणेन गृह्यते ॥**

સમાધિથી જયારે અવિદ્યાદિ દોષ નાશ પામે છે, અને આત્મામાં ચિત્ત પરોવાય છે, ત્યારે એવો અલૌકિક આનંદ થાય છે, કે વાણીથી તે વર્ણવી શકાયજ નહિ. માત્ર અંતઃકરણજ તેને અનુભવી જાણે છે. પછી મહાત્માએ કહ્યું કે "જયાંસુધી તને કુટુંબીઓ તરફ મોહ છે, ત્યાંસુધી જેવું જોઇએ તેવું ફળ પ્રાપ્ત થશે નહિ. માટે એ મોહ કાઢી નાખ. એ બધાંને તું કેટલો વહાલો છે, તે જોવું હોય તો હું કહું તે પ્રમાણે કર. આજે ઘેર જઇ બધાંને કહે જે કે મારા પ્રાણ નીકળી જાય છે. વખતે ન થવાનું થઇ જાય તો ફલાણે ઠેકાણે અમુક મહાત્મા રહે છે, તેમને બોલાવ્યા સિવાય મારૂં શબ કાઢશો નહિ તારે મરણ પામ્યાનો ઢોંગ કરી પ્રાણાયામથી શ્વાસને રોકી પડી રહેવું, આથી બધાં જાણશે કે તું મરી ગયો છે; અને પછી મને બોલાવા મોકલશે. હું આવી મારે જે કરવું હશે તે કરીશ." પછી તેણે ઘેર આવી મહાત્માજીના કહેવા પ્રમાણે કર્યું. માતાને કહ્યું કે "આજે મારા પ્રાણ નીકળી જાય છે." માતાએ

ગભરાઇને કહ્યું કે "બેટા ! આ શું બોલે છે. પ્રભુ તારી રક્ષા કરે" પછી છોકરે કહ્યું કે કદાચ હું મરી જાઉં તો ફલાણે ઠેકાણે એક મહાત્મા રહે છે, તેમને બોલાવ્યા સિવાય મારૂં શબ કાઢશો નહિ." થોડીવાર પછી તે પ્રાણાયામ સાધી સ્થિર સૂઇ ગયો. એના પિતા, માતા, બેન, વગેરે કહેવા લાગ્યાં કે "અરેરે ! શું થઇ ગયું ! એકનો એક છોકરો હતો તે પણ ગયો ! રે દૈવ ! તને આ શું સૂઝયું ?" પછી બધાંએ રડવા માંડયું. તેમનું રડવું સાંભળીને મહોલ્લાના સઘળા લોક દોડી આવ્યા. તેની મા બહુજ રડતી હતી અને વચમાં વચમાં કહેતી હતી કે "હાય ! હાય ! હું અભાગણી કેમ ન મરી અને તું ન જીવ્યો ? હું મરી ગઇ હોત તો અડચણ ન હતી. પણ બેટા તું તો હજી કુમળું પાન હતો" બીજાં સગાંવહાલાંએ પણ આ પ્રમાણે કહેવા માંડયું. પછી શબને લઇ જવાની તૈયારી થઈ, પણ એટલામાં યાદ આવ્યું તેથી તેણે પોતાના સ્વામીને છોકરે કહેલી વાત કહી બિચારો સાહુકાર નો ઉઘાડે પગે આ સાંભળતાની સાથેજ જંગલ તરફ દોડયો. જંગલમાં એક પર્ણકુટી હતી ત્યાં મહાત્માજી બેઠા હતા. તેમણે પહેલેથીજ સાકર વાટીને એક પડીકું બાંધી રાખ્યું હતું. સાહુકાર ઝુંપડીમાં આવી પહોંચ્યો અને મહારાજના ચરણોમાં પડી કહેવા લાગ્યો કે "પ્રભુ ! મારો પુત્ર ગુજરી ગયો છે. એણે

મરતી વખતે આપને બોલાવ્યા સિવાય શબ ન કાઢવાનું કહ્યું છે, તેથી હું અહીં આવ્યો છું, આપ પધારી કાંઈ ઉપાય કરો તો મોટી કૃપા થાય, એ જવાથી અમારા ઘરમાં હાહાકાર વર્તાઇ ગયો છે, અમે જાત અને તે જીવ્યો હોત તો અમારે ઘણુંએ હતું." યોગિરાજે કહ્યું "ધીરજ રાખો. ગભરાઓ નહિ હું આવું છું" પેલું સાકરનું પડીકું લઈ મહાત્માજી સાહુકારની સાથે ગયા. તે ઘેર પહોંચ્યા કે તરતજ મા, બેન, સ્ત્રી, વગેરે કહેવા લાગ્યાં કે અમે મરી જઈએ તો ભલે પણ આને તો ગમે તે ઉપાય કરીને જીવતો કરો. મહાત્માએ બધાને આશ્વાસન આપી કહ્યું કે ભુરી ગાયનું પાશેર દૂધ લાવો તેમાં કહેતાંની સાથેજ દુધ હાજર થયું અને તેમણે પેલી પડીકી ખોલી આ ઝેર છે, એમ કહી ઠાલવી. પછી છોકરાની માને બોલાવીને કહ્યું કે તમે હમણાં કહેતાં હતાં કે હું મરી જાઉં તો હરકત નહિ પણ એને જીવતો કરો તો તમે આ દુધ પી જાઓ એટલે છોકરો જીવતો થશે અને તમે મરી જશો. માતાએ કહ્યું કે "મહારાજ! મારી જન્મોત્રી જુઓ. મારે બીજા છોકરા થશે કે નહિ?" મહાત્માએ કહ્યું કે "તમે એને નવ માસ સુધી ઉદરમાં રાખ્યો અને જન્મ્યા પછી પાળીપોષીને મોટો કર્યો માટે બીજી લાંબીટુંકી વાત કર્યાં વિના ઝટ પી જાઓ." માએ તો ફરીથી પણ એનો એજ ઉત્તર આપ્યો એટલે એને એક

માજુએ બેસાડી સાહુકારને બોલાવ્યો, અને કહ્યું કે "હુ-મણાં તમે કહેતા હતા કે હું મરી જાઉં તો ભલે પણ મારા દીકરાને જીવતો કરો તો આ દુધ પી જાઓ એટલે તે જીવતો થશે અને આપ મરી જશો." શેઠે ઉત્તર આપ્યો કે "હજી મારી અવસ્થા બીજા પુત્ર થાય તેવી છે." મહાત્માએ તેને પણ દુર બેસાડયો અને પેલા છોકરાની સ્ત્રીને બોલાવી, અને કહ્યું કે "તમે તો એની સાથે મંગળફેરા ફર્યાં છો, માટે એ જયાં જાય ત્યાં જવાનો તમારો ધર્મ છે, અને એમાંજ તમારી શોભા છે. વળી હમણાંજ તમે ઇચ્છા દર્શાવી હતી કે હું મરૂં તો ભલે પણ મારા સ્વામીને જીવતા કરો. તમાની આ ઇચ્છા વખાણવા લાયક છે કોઇ ન પીએ તોપણ તમારે તો પીવુંજ જોઇએ તમે પીશો એટલે તે જીવતા થશે અને તેમને બદલે તમે મરી જશો." સ્ત્રીએ કહ્યું કે "મહારાજ! એ જીવે કે ન જીવે તેમાં મારે શું? મારા પિતાને ઘેર પુષ્કળ ધન છે, હું ત્યાં ચાલી જઇશ અને મારૂં જીવન ગાળીશ." મહાત્માએ તેને પણ આઘી બેસાડી. આસપાસ ઉભેલા લોકો પણ કદાચ અમને પણ દુધ પીવાનું કહેવામાં આવશે એમ જાણી પલાયન કરી ગયા સંસારનું ખરૂં સ્વરૂપ અહીં જોવાનું છે. ત્યાં ફકત પાંચ જણાજ રહ્યાં. મહાત્મા, સાહુકાર, તેનો છોકરો, અને છોકરાની માતા અને સ્ત્રી. પછી ધીમે રહીને મહાત્મા બોલ્યા કે "ત્યારે હું દુધ પી જાઉં?" બધાંએ ઉત્તર વાળ્યો કે "હા, મહારાજ!

આંધળાને તો બે આંખોજ જોઇએ. આપનું જીવન પરોપકારને માટે છે." પછી પિતાએ परोपकाराय सतां विभूतयः । એ શાસ્ત્રનું વચન કહી સંભળાવ્યું. મહાત્માજીએ છોકરાની માતાને કહ્યું કે "તમે પ્રતિજ્ઞા કરો કે જો તમારો પુત્ર જીવતો થાય તો તમારે બનેલી સર્વ બીના કહી સંભળાવવી." માતાએ હા પાડી એટલે મહાત્મા આનંદપૂર્વક દુધ ગટગટાવી ગયા. ઝેર તો હતુંજ નહિ એટલે મરે તો શાના? પછી છોકરાને પ્રાણાયામમાંથી જગાડયો અને તેની માતાને કહ્યું કે હવે બનેલી હકીકત રજેરજ કહી સંભળાવો. તે બોલતાં અચકાતી હતી એટલે મહાત્માએ કહ્યું ઝટ સાચેસાચું કહેવા માંડો નહિ તો હમણાં કંઇ અનિષ્ટ પરિણામ નીપજશે. લાચાર થઇને માને બધું વૃતાન્ત કહેવું પડયું. પછી છોકરાને નિશ્ચય થયો કેઃ—

एक एव सुहृद्धर्मो निधनेऽप्यनु यातियः ।
शरीरेण समं नाशं सर्वमन्यद्धि गच्छति ॥

ભાવાર્થ—આ શરીરના નાશની સાથે બીજું બધું ચાલ્યું જાય છે, પણ માત્ર ધર્મજ એક એવો મિત્ર છે, કે તે મરણ પછી પણ સાથે આવે છે.

———o———

## રત્ન ૧૪ મું.

### પાપની પુંજી પચી શકતી નથી.



એક માળીએ એક બહુજ સુંદર બગીચો બનાવ્યો હતો. તેમાં અનેક જાતનાં ફળફૂલ હતાં એક દિવસે એક જેન્ટલમૅન આ બાગ જોવાને આવ્યા. તેણે એક સુંદર કોટ અને એક સરસ પાટલુન પહેર્યું હતું. કોટને ઘણાં ગજવાં હતાં. માથે એક હૅટ મૂકી હતી. હાથમાં એક પાતળી સોટી પકડી હતી. દરવાજામાં આવી માળીને પૂછયું કે "ભાઇ, બાગ જોવા દેશો?" માળીએ હા પાડી, પરંતુ સાથે સાથે કોઇ ફળફૂલ ન તોડવાની સૂચના કરી. જેન્ટલમૅને કહ્યું કે "વાહ! એ તે કોઇ સારા માણસનું કામ છે? એ શું કહો છો મારા ભાઇ"! આટલું બોલી આ ભાઇ બગીચાની અંદર જઇ સડક ઉપર આમતેમ ફરવા લાગ્યા. અને સુંદર સુંદર કેરીઓ તથા સીતાફળ જોઇ મન લલચાયું. પછી શું પુછવું! તે વિચારવા લાગ્યા કે થોડાં ફળફૂલ તોડી અંદરના ચોર ગજવામાં સંતાડીશ તો કોઇ જાણવાનું નથી.

ફળફૂલ તોડીને ઠાંસી ઠાંસીને અંદરના ગજવામાં ભર્યાં પ
તેથી તો તે ઠેકાણેથી કોટ ઉપસી આવ્યો. અંદરનાં ગજ
ફૂલેલાં દેખાય નહિ તેથી બહારનાં ગજવાં પણ ફળફૂલ
ભર્યાં. આવી રીતે ટાપટીપ કરી બહાર જવાને તૈયાર થઇ
દરવાજાની પાસે પહોંચતાંજ માળીએ પુછયું કે "કેમ સ
હેબ! બગીચો કેવો છે?" "ઘણોજ ઉત્તમ" એવો પે
સાહેબે ઉત્તર આપ્યો. ફરીથી માળીએ કહ્યું કે "સાહે
આ બગીચો જોવા આવનારાઓ માટે એક એવો નિયમ
કે જોયા પછી તેમની તપાસ થાય છે, અને પછી બહ
કાઢવામાં આવે છે. જેન્ટલમૅન બોલ્યા કે "જોઇ લો! જો
લો! હું આ ઉભો! માળીએ કહ્યુ, કે "એવી રીતે તપા
થતી નથી. તમારો કોટ ઉતારો અને તેના એકેએક ગ
વામાં હું હાથ ઘાલી જોઉં, અંદર કંઇ ફળફૂલ માલમ ન
પડે તોજ જવા દેવામાં આવશે." પેલા સાહેબે કહ્યું
"અરે ભાઇ, એમ કરવાની શી જરૂર છે?" માળીએ કહ
કે "હવે તમારૂં અરે-બરે કંઇ નહિ ચાલે. ઝટ લઇ કે
ઉતારી આપો." તેમને લાચાર થઇ કોટ ઉતારી આપ
પડયો. માળીએ ગજવામાં હાથ ઘાલી જોયો તો ફળફૂ
માલમ પડયાં. તેણે પાસે સિપાઇ ઉભો હતો તેને બોલા
તેમને તેને સોંપી દીધા. આખરે ભાઇ-સાહેબને સજા ર
અને જેલ ભોગવવી પડી.

પ્રિય વાંચક ! આ એક સાધારણ વાર્તાપરથી ઘણું જાણવાનું છે.

પરમાત્મારૂપ માળીએ પ્રકૃતિરૂપ બીજ લઇને આ સં-સારરૂપ બગીચો બનાવ્યો છે અને તે પોતેજ તેનો રક્ષક છે. જીવાત્મા શરીરરૂપ કોટ પહેરીને આ બગીચામાં સહેલ કરવા આવે છે. બગીચામાં દાખલ થતી વખતે પરમાત્મા તેને કહે છે, કે " ભાઇ, ફરવા જાઓ છો તો ખરા, પરંતુ યાદ રાખજો કે આખો બાગ મારાથી ભરપુર છે. અણુ અને પરમાણુમાં હું વ્યાપક છું, માટે મનને વશ રાખી ફરજો અને કંઇ સંતાડવાનો પ્રયત્ન કરશો નહિ. બગીચામાં સુ-ખેથી ફરો અને શરીર, મન, અને આત્માને પવિત્ર રાખો" પણ અફસોસ ! ઘણા મનુષ્યો આ બગીચામાં આવી મદ્ય પી, માંસ ખાઇ, હિંસા કરી, ચોરી કરી, ગળાં કાપી, બી-જાના હક છીનવી, અને આવાં બીજાં કુકર્મો કરી પેટરૂપ ચોર ગજવાં ભરે છે. તે વિચારે છે, કે મને અહીં કોણ જોનાર છે ? પરંતુ સર્વેએ સ્મરણમાં રાખવું જોઇએ કે પરમેશ્વર સર્વત્ર છે. જીવાત્મારૂપ જેન્ટલમૅન સંસારરૂપ બ-ગીચામાં અનેક પ્રકારનાં કુકર્મ કરી પોતે ધર્માત્મા છે, એમ જણાવી બહાર નીકળવા માગે છે. લોકો કદાચ એ કુકર્મો ન જાણે પણ પરમેશ્વર તો જરૂર જાણશે. સારાં સારાં કપડાં પહેરો, ઘરેણાં ઘાલો, ધન રાખો તેથી સાંસારિક લોક તમારા

અંદરના વિચાર ન જાણવાથી કદાચ તમને માન આપશે, પરંતુ પરમેશ્વર તો અંતર્યામી હોવાથી તમારો આડંબર જાણી જશે જ્યારે સંસારરૂપ બગીચામાંથી જીવાત્મારૂપ જેન્ટલમૅન નીકળવા આવે છે, ત્યારે પરમાત્મારૂપ માળી દરેક રીતે તપાસી જુએ છે, અને તેનાં કર્મ પ્રમાણે ફળ આપે છે. સારાં કર્મ કર્યાં હોય છે, તો ઉચ્ચ યોનિમાં જન્મ આપે છે અને નઠારાં કર્મ કર્યાં હોય છે તો નીચ યોનિમાં જન્મ આપે છે આ ઉપરથી સમજાયું હશે કે સારાં કામો કરી સારાં ફળ મેળવવાં એ દરેક માણસની ફરજ છે.



## રત્ન ૫૧ મું.

### પારસમણિ.



એક મહાત્મા હતા. તે એક દિવસે એક શેઠ ઉપર પ્રસન્ન થયા તેમણે તેને એક પારસમણિ આપ્યો. આ પારસમણિમાં એવો ગુણ હોય છે, કે લોઢાની સાથે એનો સ્પર્શ કરવામાં આવે તો તે સોનું બની જાય મહાત્માએ આપતી વખતે એવી શરત કરી હતી કે સાત દિવસ પુરા થશે કે તરતજ લઇ લઇશ. પારસમણિ મળતાંજ શેઠે વિચાર કર્યો કે " મારા ઘરમાં ચપ્પુ, કુહાડી, પાવડો, અને કોદાળી એટલાંજ વાનાં લોઢાનાં છે, બીજી વસ્તુઓ લોઢાની નથી; પણ ફીકર નહિ. સાત દિવસની મુદતમાં તો હું ઘણુંએ લોઢું એકઠું કરીશ " આ વિચાર પાર પાડવાને એક માણસને કલકત્તા, બીજાને મુંબઈ, અને ત્રીજાને કરાંચી લોઢું ખરીદવા મોકલ્યો. જવા આવવામાં અને ખરીદવામાં છ દિવસ ચાલ્યા ગયા, સાતમે દિવસે લોઢું સ્ટેશને ઉતારવામાં આવ્યું, શેઠ આવ્યા અને લોઢું જોઇ ખૂશ થયા પણ વિચાર કર્યો કે "અહીંજ સોનું બનાવી દઇશ તો લુટારાઓ લૂંટી જશે; તેથી લોઢું ગાડીઓમાં ભરાઇને ધીમે ધીમે ઘેર આવવા

લાગ્યું એટલામાં ત્રીજો પહોર વહી ગયો અને સાંજ પડવા આવી. બધું લોઢું ઘેર આવ્યું ત્યારે સૂર્ય આથમી ગયો હતો. સૂર્ય આથમે ત્યારે મુદત પુરી થતી હતી તેથી મહાત્મા સૂર્ય આથમ્યો કે તરતજ પધાર્યા. શેઠે તેમનો સારી રીતે સત્કાર કર્યો. મહાત્માએ પૂછ્યું કે "પારસમણિ કયાં છે?" "હવે ઝટ લાવો, મુદત વીતી ગઇ છે;" એમ પણ વધારામાં કહ્યું. શેઠે કહ્યું કે "મહાત્માજી! લોઢું ખરીદીને ઘેર લાવતાં સાતે દિવસ વહી ગયા, જરાવાર થોભી જાઓ તો મોટી મહેરબાની." મહાત્માએ જરા મોટા અવાજે કહ્યું કે "હું જરાવાર પણ થોભી શકવાનો નથી. તમારી મુદત પુરી થઇ છે, માટે એક ક્ષણ પણ ગુમાવ્યા વિના જલદી આપી દો." શેઠે કહ્યું "ઠીક, અહીં આ લોઢું પડેલું છે, તેને સ્પર્શ કરી આપીજ દઉં છું." આટલું બોલી શેઠ ઉભા થઇ લોઢાને સ્પર્શ કરવા ગયા, પણ મહાત્માએ ઉભા થઇ પારસમણિ ઝુટાવી લીધો એટલે લોઢું તે લોઢુંજ રહ્યું!

આ નાનકડી વાર્તા ઉપરથી બહુ બોધ લેવાનો છે. ભર્તૃહરિ મહારાજ કહે છે કેઃ—

यावत्स्वस्थमिदं कलेवरगृहं यावच्च दूरे जरा
यावच्चेन्द्रियशक्तिरप्रतिहता यावत् क्षयो नायुषः।
आत्मश्रेयसि तावदेव विदुषा कार्यः प्रयत्नो महान्
प्रोदीप्ते भवने तु कूपखननं प्रत्युद्यमः कीदृशः ॥



'મહાત્માએ પારસમણિ ઝુંટાવી લીધો એટલે લોઢું તે લોઢું જ રહ્યું!'
( પૃષ્ઠ ૫૨ ).

Krishna Press Bombay 2

ભાવાર્થ:—જ્યાં સુધી આ શરીર સ્વસ્થ છે, જ્યાંસુધી ઇંદ્રિયોની શક્તિ કાયમ છે, અને જ્યાં સુધી આયુષ્‌નો ક્ષય થયો નથી; ત્યાં સુધીમાં ડાહ્યા માણસે આત્માના કલ્યાણ માટે મહાન્ પ્રયત્ન કરી લેવો જોઇએ ઘર લાગે ત્યારે કુવો ખોદવા જવું એ કેવો ઉદ્યમ કહેવાય? બ્રહ્મચર્યાશ્રમથીજ આત્માનું કલ્યાણ કરવાપર લક્ષ આપવું જોઇએ. નહિ તો મૃત્યુ આવી શરીરરૂપ પારસમણિ લઇ જશે ત્યારે પસ્તાવું પડશે. કોઇની તાકાત છે, કે તે સમયે મૃત્યુને એક ક્ષણ પણ થોભાવે? વળી આ પારસમણિ અને તે પારસમણિમાં ફેર છે. તેને માટે તો સાત દિવસની મુદત પણ નક્કી કરી હતી, પણ આને માટે તો મુદત પણ નક્કી કરી નથી. આજે લઇ લે કે કાલે લઇ લે, તે ન કહેવાય. આ પારસમણિ મુખ્ય ચાર હેતુને માટે આપવામાં આવ્યો છે. ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચાર એ હેતુઓ છે. શાસ્ત્રમાં કહ્યું છે, કે "धर्मार्थकाममोक्षाणां शरीरं साधनं स्मृतम्"। એટલે શરીર એ ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ સાધવાનું સાધન છે.

——:૦:——




## ભવિષ્યને માટે તૈયારી.



એક રાજ્યમાં એવો નિયમ હતો, કે દરેક રાજાએ દશ વર્ષ રાજ્ય કર્યા પછી જંગલમાં જવું જોઇએ. એક રાજા ગાદીએ આવ્યો; પરંતુ તે વૈભવથી સુખી થવાને બદલે એટલો બધો દુઃખી થતો હતો કે કંઇ કહેવાની વાત નહિ. રાજ્ય કરતાં કરતાં છ વર્ષ વહી ગયાં. વખત જતો ગયો તેમ તેમ રાજાને હવે આ સામાન મારી પાસે ચાર વર્ષને માટે છે, હવે બે વર્ષને માટે છે, હવે એક વર્ષને માટે છે. અને હવે છ માસને માટે છે; એવા એવા વિચાર થવા લાગ્યા. છ માસ રહ્યા ત્યારથી તો તે નિરાંતે ખાતો-પીતો પણ નહિ. એવામાં અચાનક એક મહાત્માની સાથે તેની મુલાકાત થઇ. મહાત્માએ પૂછયું "રાજા, આટલા બધા દુઃખી કેમ જણાઓ છો?" રાજાએ કહ્યું, "મહારાજ! છ માસ પછી મારે આ સઘળો વૈભવ છોડીને જંગલમાં જવું પડશે, એ વિચારથી હું શોકાતુર રહું છું." મહાત્માએ કહ્યું "બસ, એટલીજ વાત છેને! એમાં શું થવાનું છે? હજી

છ માસ રહ્યા છે, એટલામાં તમારે જવાનું હોય ત્યાં ધીમે ધીમે જોઇતો સામાન મોકલાવી દો. આ પ્રમાણે કરવાથી તમારે કષ્ટ નહિ વેઠવું પડે રાજાએ મહાત્મ જીના કહેવા પ્રમાણે કર્યું, અને જંગલમાં ગયા પછી આનંદપૂર્વક દિવસ ગાળવા લાગ્યો.

આ નાની વાર્તાપરથી ઘણું જાણવાનું છે આ જીવાત્મારૂપ રાજાને મનુષ્ય શરીરરૂપ રાજ્ય છોડીને થોડા સમય પછી અન્ય યોનિરૂપ વનમાં જવાનું છે. અન્ય યોનિમાં અહીંના જેવું સુખ મળશે નહિ એ વિચારથી તે દુઃખી જણાય છે. જ્ઞાની પુરૂષોએ બીજા જન્મમાં પણ સુખ મેળવવાના રસ્તા બતાવ્યા છે. યજ્ઞ, દાન, સત્ય ભાષણ, અને ધર્માચરણ કરવાથી બીજા જન્મમાં સુખ મળી શકે છે.

अहनि अहनि भूतानि गच्छन्ति यममन्दिरे ।
शेषाः स्थावरमिच्छन्ति किमाश्चर्यमतः परम् ॥

ભાવાર્થ:—હમેશાં પ્રાણીઓ મરણને શરણ થાય છે, તોપણ બાકી રહેલાં જાણે અમરપટો લખાવીને આવ્યાં હોય એમ વર્તે છે, એનાથી વધારે આશ્ચર્ય શું !

બીજાં પ્રાણીઓને જતાં જોઇ આપણે પણ એક દિવસે જવાનું છે, એ વાતને ધ્યાનમાં લઇ પુણ્યદાન કરી ભવિષ્યને માટે કંઇક તૈયારી કરી રાખવી જોઇએ.

——:o: ——

## રત્ન ૧૭ મું.

### ખંજવાળ.



એક અંધ પુરૂષ એક મોટી હવેલીની અંદર ચાલતાં ચાલતાં પડી ગયો, અને ઘણી ઠોકરો ખાધી છતાં બિચારાને બારણું જડયું નહિ. પરંતુ તરતજ તેને એકાએક વિચાર આવ્યો, કે "જો હું ભીંતને ટેકો દઈને ચાલું તો બારણું હાથમાં આવશે." હવેલીને બારણાં તો અનેક હતાં, પણ જ્યારે જ્યારે તે એકાદ બારણા પાસે આવતો ત્યારે ત્યારે તેને શરીરમાં ખંજવાળ આવતી તેથી ભીંત ઉપરથી હાથ ઉઠાવી લઈને તે ખંજવાળવા મંડી પડતો. આ રીતે તે ઘણીવાર બારણાંની પાસે આવ્યો, પરંતુ ખંજવાળને લીધે એકે બારણું તેને હાથ લાગ્યું નહિ.

જેને વિષયરૂપ ખંજવાળ લાગે છે, તેને પણ આ અંધ પુરૂષની પેઠે વાસનાઓમાંથી નીકળવાનું બારણું જડતું નથી.

——:o:——




## દેહાભિમાનનો ત્યાગ.




ક દિવસે જનક રાજાને તેમના મંત્રીએ પૂછ્યું, કે "મહારાજ, આપ દેહ હોવા છતાં પણ પોતાને વિદેહ કેમ કહો છો?" જનક રાજાએ કહ્યું. કે 'એ પ્રશ્નનો ઉત્તર હું થોડા દિવસમાં આપીશ." થોડા દિવસ પછી રાજાએ મંત્રીને પોતાને ઘેર જમવાનું આમંત્રણ મોકલ્યું. જમવાના બધા પદાર્થ મીઠા વિનાના તૈયાર કરાવ્યા હતા. મંત્રીજી ભોજન કરવા આવે તે પહેલાં એવો ઢંઢેરો પીટાવ્યો હતો, કે "આજે ચાર વાગે મંત્રીને ફાંસીએ ચઢાવવામાં આવશે." ઢંઢેરો પીટનારને કહેવામાં આવ્યું હતું, કે પ્રધાનજીના ઘર પાસે ત્રણ વાર બોલવું; કારણ કે તે વખતે કામમાં હોય તો એકે ફેરે ન સાંભળે. ઢંઢેરો પિટાઇ રહ્યા પછી રાજાએ મંત્રીજીને બોલાવી સત્કારપૂર્વક ભોજન કરાવ્યું. જમી રહ્યા પછી જનક રાજાએ કહ્યું, કે "કયા કયા ભોજનમાં કેટલું કેટલું મીઠું પડ્યું હતું તે બતાવો તો ફાંસીથી મુક્ત કરી દઉં.' મંત્રીએ ઉત્તર આપ્યો,

કે "મહારાજ, મને મૃત્યુનો ભય હતો; અને તે થોડા દિવસ પછી નહિ પણ આજે જ બે કલાક પછી થવાનું છે, એ વિચારથી કંઇ ભાન રહ્યું નહિ. મારૂં ધ્યાન ખાવામાં હતું નહિ તો હું કેવી રીતે બતાવી શકું"? પછી મહારાજ જનક બોલ્યા, "સાંભળો ફાંસીનો સમય ચાર વાગ્યાનો હતો અને બે વાગે તમે ભોજન કરવા બેઠા હતા એટલે વચ્ચે બે કલાકનું અંતર હતું. બે કલાક સુધી જિંદગીની તમને પૂર્ણ ખાતરી હતી તોપણ તમને મીઠાનું જ્ઞાન શરીર સ્મરણશક્તિ, અને જીભ ઇત્યાદિ હોવા છતાં પણ થઇ શકયું નહિ તો અરે! મને તો એક પળ પણ જીવનની આશા નથી તો હું મને પોતાને વિદેહ માનું તેમાં આશ્ચર્ય શું? બે કલાકને માટે તમે શરીર હોવા છતાં વિદેહ થઇ ગયા હતા, તેવી રીતે હું હમેશાં તે છે, છતાં નથી એમ ધારી વિદેહ રહું છું."

શરીર શું છે? શ્રી કૃષ્ણ ભગવાને ભગવદ્ગીતામાં અર્જુનને ઉપદેશ આપતાં સ્પષ્ટ રીતે વર્ણવ્યું છે, કે:—

वासांसि जीर्णानि यथा विहाय
नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णानि
अन्यानि संयाति नवानि देही ॥

ભાવાર્થઃ—જેવી રીતે માણસ જુનું વસ્ત્ર કાઢી નાખીને બીજું નવું ધારણ કરે છે, તેવી રીતે આત્મા જુનું શરીર તજી દઇને બીજું નવું ધારણ કરે છે.

જે માણસ દેહાભિમાનનો ત્યાગ કરે છે, તે જાતે સુખી થાય છે, બીજાંને સુખ આપે છે, અને આ દુનીઆની અંદર મોટાં કામો કરી જાય છે. દેહાભિમાનવાળા પુરૂષો આ સંસારરૂપ સાગરના અનેક ખડકો ઉપર અથડાય છે. અને કેટલીક વખતે તો તેમની જીવન નૌકા ભાંગીને ભુકો થઇ જાય છે.

---

## રત્ન ૧૯ મું.

### વિષયનું અસલ સ્વરૂપ.



એક રાજપુત્ર એક દિવસે પોતાના શહેરમાં ફરવા નીકળ્યો એકાએક તેની દૃષ્ટિ એક હવેલી ઉપર પડી ત્યાં એક સોળ વર્ષની અત્યંત સુંદર કન્યા સ્નાન કરી રહ્યા પછી પોતાના વાળ ઓળતી ઉભી હતી, તે જણાઇ. એ કન્યા એ રાજકુમારના પિતાના દિવાનની પુત્રી હતી. તેને જોતાંજ રાજકુમાર મૂર્છા ખાઇને

પ્રહરો મૂર્છા વળી ગયા પછી તેણે પૂરીથી હવેલી તરફ ન-
જર કરી પણ ત્યાં કોઇ જણાયું નહિ. કુમાર શોકાતુર થઇ
ઘેર આવ્યો અને સૂઇ ગયો. રાજાએ અને બીજા દરબારી-
ઓએ તેને શોકાતુર થવાનું કારણ પૂછયું પણ કંઇ ઉત્તર
મળ્યો નહિ. આખરે રાજાનો ઘણો આગ્રહ થવાથી તેને
ખરી વાત કહેવી પડી રાજાને કંઇ ઉપાય સૂઝયો નહિ.
આખરે વાત પ્રધાનને કાને આવી પ્રધાનજીએ ઘેર આવી
સઘળી બીના પોતાની પુત્રીને જણાવી. પુત્રીએ કહ્યું "પિ-
તાજી, ફીકર ન કરશો. એનો ઉપાય હું યોજી લઇશ; પણ
હમણાં રાજપુત્રને મારી તરફથી કહેજો કે સ્નાન, ભોજન,
વગેરે કરો; પરમ દિવસે હું તમને મળીશ." મંત્રીએ રાજ-
મહેલમાં જઇ કુમારને પુત્રીનો સંદેશો કહ્યો એટલે તે
હર્ષિત થયો. પછી મંત્રીજી ઘેર ગયા તે વખતે તેમની પુ-
ત્રીએ થોડો નેપાળો, માટીનાં ૨૫ કુંડાં, અને રેશમના ૨૫
રૂમાલ મંગાવી આપવા કહ્યું. માગેલી ચીજો તરતજ મંગા-
વવામાં આવી. કન્યાએ નેપાળાનો રેચ લીધો. જુલાબ લીધા
પછી થોડે વખતે દસ્ત થવા લાગ્યા. દરેકવાર પેલા કુંડાં-
ઓમાંના એકમાં ઝાડે જતી અને ઉઠી ગયા પછી તેની ઉપર
એક રેશમી રૂમાલ ઢાંકતી. એમ કરતાં કરતાં બધાં કુંડાં
રેશમી રૂમાલોથી સુશોભિત થઇ ગયાં. તેનું શરીર તદ્દન
ફીક્કું પડી ગયું અને એવી તો દુર્બળ થઇ ગઇ કે પથા-
રીમાંથી ઉભું પણ થવાય નહિ તે એક ભાંગલા ખાટલા



'જો આપની પ્રીતિ મારી સુંદરતા સાથે હોય તો તે સામેનાં કુંડાઓમાં પડેલી છે.' (પૃષ્ઠ ૬૧).

Krishna Press Bombay 2

ઉપર સૂતી હતી અને ચારે તરફ માખીઓ બણબણતી હતી. તેનાં કપડાં મળમૂત્રથી ભીનાં થએલાં હતાં. પછી તેણે પિતાજીને પાસે બોલાવીને કહ્યું, કે "હવે આપ રાજપુત્રને મારી પાસે બોલાવી લાવો." મંત્રીજીએ રાજકુમારને આવવા કહ્યું એટલે તે તો પ્રસન્ન થઇ આવવા નીકળ્યા. પ્રધાનજીને ઘેર આવતાંજ રાજપુત્રે રૂમાલથી પોતાનું નાક ઢાંકી પૂછયું, "મંત્રીજી, આ દુર્ગન્ધ કયાંથી આવે છે?" મંત્રીએ કહ્યું, કે "કોઇ ચીજની આવતી હશે પણ હમણાં તો આપ આગળજ ચાલો." ન છુટકે દુર્ગન્ધ સહન કરતો કરતો રાજકુમાર રૂપવતી કન્યા પાસે આવી પહોંચ્યો. તેની દશા જોઇ તે વિસ્મય પામ્યો અને વિચાર કરવા લાગ્યો કે પરમ દિવસે તો આને પૂર્ણ લાવણ્યમાં જોઇ હતી અને આજે આ શું થઇ ગયું?

કુમારને જોતાંજ કન્યા બોલી ઉઠી, કે "મહારાજ! પધારો." રાજકુમાર બિચારો દુર્ગન્ધથી કંટાળી ગયો હતો એટલે પાસે જતાં ખંચાતો હતો. તેને ખંચાતો જોઇ કન્યા બોલી, કે "મહારાજ! જો આપની પ્રીતિ મારી સાથે હોય તો આ દાસી આપની સેવામાં તૈયાર છે, અને જો આપની પ્રીતિ મારી સુંદરતા સાથે હોય તો તે સામેનાં કુડાઓમાં પડેલી છે." પ્રધાનની પુત્રીના કહેવાનો ભાવાર્થ રાજપુત્ર સમજી શકયો નહિ તેથી તે કુંડાં જોવા ગયો રેશમી રૂમાલ ઉ-

પાડતાંની સાથેજ ઝાડાનું દર્શન થવાથી તે નાક બંધ કરી ત્યાંથી ચાલ્યો ગયો. પાછળથી તેને સત્ય જ્ઞાન થવાથી તેણે પોતાની બાકીની જિંદગી સન્માર્ગે ચલાવી.

બધા વિષયોનું ઉપર સ્વરૂપ મોહ પમાડે એવું છે, પણ અંદરથી દુર્ગન્ધ જેવું છે. બાહ્ય ભપકાથી મોહી ન જતાં દરેક વસ્તુનું ખરૂં તત્વ જાણવું જોઇએ.

———:o:———




## ઇશ્વરપ્રાપ્તિનું સાધન.




ક દિવસે રાજા જનકે મોટા મોટા વિદ્વાનોને બોલાવી એક સભા ભરી હતી. હાજર રહેલા વિદ્વાનોને તેણે પ્રશ્ન પૂછયો, કે "એક કલાકમાં ઇશ્વરની પ્રાપ્તિ કરવાનો કંઇ ઉપાય છે?" અષ્ટાવક્ર પોતાના પિતાજીને ઘરમાં જોઇ ન શકયા એટલે માતાજીને પૂછવા લાગ્યા, કે "મારા પિતાજી કયાં ગયા છે?" માતાજીએ ઉત્તર આપ્યો, કે "આજે

જનક રાજાએ સભા ભરી છે, ત્યાં તારા પિતાજી ગયા છે." અષ્ટાવક્રે કહ્યું, કે "માતાજી, ભોજન પછી રજા આપો તો હું રાજાની સભા જોઇ આવું." માતાએ ઘણોજ વિચાર કરીને કહ્યું, કે "બેટા, તારાં આઠે અંગ વાંકાં છે; હાથપગ છે નહિ તેથી તારે ગબડતા ગબડતા જવું પડશે; બીજું તને જોઇ સઘળા હસી ઉઠશે." છેવટે માતાએ રજા આપી એટલે અષ્ટાવક્ર જનક રાજાની સભામાં આવ્યા. એમનાં આઠે અંગ વાંકાં હતાં તે જોઇ સમસ્ત સભા ખડખડ હસી પડી. મહારાજ અષ્ટાવક્ર સભાથી બમણું હસ્યા સભાસદોએ અષ્ટાવક્રને પૂછયું, કે "આપ કેમ હસ્યા ?" અષ્ટાવક્રે કહ્યું, કે "પહેલાં આપ બધા કેમ હસ્યા તે કહો તો કહું." એક સભાસદે ઉત્તર આપ્યો, કે "આપનાં વાંકાં અંગ જોઇ અમે બધા હસ્યા." આ સાંભળી મહારાજ અષ્ટાવક્ર બોલ્યા, કે "આપ બધા સભ્યો નથી, પણ ચમાર છો એ જાણી હું હસ્યો; કારણ કે હાડકાં અને ચામડાંની પરીક્ષા કરતાં ચમારોનેજ આવડે છે." આ ઉત્તરથી પ્રસન્ન થઇ મહારાજા જનકે તેમનો સારો સત્કાર કર્યો અને પોતાનો પ્રશ્ન પૂછયો. અષ્ટાવક્રે કહ્યું, કે "હે રાજા ! હું તને એક કલાકમાં ઇશ્વર મેળવી આપું તો તું મને શું આપશે. ?" જનક રાજાએ કહ્યું, કે "હું મારૂં સંપૂર્ણ રાજ્ય આપને આપી દઇશ." મહારાજ અષ્ટાવક્રે પુનઃ પ્રશ્ન કર્યો કે "આ રાજ્ય તમારૂં છે ? જ્યારે પેદા થયા ત્યારે શું સાથે લઇને આવ્યા હતા ?

તે વખતે તો ખાલી હાથે 'ઉં ઉં' કરતા આવ્યા હતા અને રાજ્યને મારૂં શાનું કહો છો ?" આ સાંભળી મહારાજા બોલ્યા કે "જ્યારે રાજ્ય મારૂં નથી ત્યારે તો મારૂં કંઇ નથી. હવે હું આપને શું આપું ! તમે મારી હોય એવી ચીજ બતાવો તો તે તમને હું આપું." અષ્ટાવક્ર મહારાજે પછીથી કહ્યું, કે "મન એ તમારૂં છે, માટે તે મને આપી દો એટલે ઇશ્વર મેળવી આપું." મહારાજા જનક જ્ઞાની તથા સંયમી હતા તેથી થોડીવારમાં મનને વશ કરી થોભાવ્યું. થોભાવતાંની સાથેજ બ્રહ્માનંદનો અનુભવ થવા લાગ્યો અને પરમાત્માને પ્રાપ્ત કરવાનો માર્ગ જડવા લાગ્યો.

ઉપનિષદ્‌માં કહ્યું છે, કે:—

**मनसैवेदमाप्तव्यं नेह नानास्ति किंचन ।**
**मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥**

"મન શાન્ત થાય ત્યારેજ પરબ્રહ્મનું દર્શન થઇ શકે છે, પણ જુદા જુદા પદાર્થોમાં મન ભ્રમણ કરે તો તેથી મનુષ્યની અધોગતિ થાય છે."

(ભાવાર્થ.)

મનને વશ કરવામાં આવે તો ઇશ્વર પ્રાપ્તિ જલદી થાય પણ તેને વશ કરવું કઠણ છે. ગીતાજીમાં કહ્યું છે, કે:—

**चञ्चलं हि मनः कृष्ण प्रमाथि बलवद् दृढम् ।**
**तस्याहं निग्राहं मन्ये वायुर्नावमिवाम्भसि ॥**

ભાવાર્થ:—હે કૃષ્ણ ભગવાન! મન ચંચલ છે, ઇંદ્રિયોને વલોવી નાખે છે, બળવાન્ છે, અને દૃઢ છે, વાયુના રોકાણની પેઠે તેને રોકવું પણ અશક્ય છે. આના ઉત્તરમાં કૃષ્ણચંદ્ર મહારાજ અર્જુનને કહે છે, કે "अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते—અભ્યાસ એટલે અસ્ખલિત પ્રયત્ન તથા સ્વાધ્યાય અને વૈરાગ્ય વડે તે વશ થાય છે. માટે હરેક માણસે સ્વાધ્યાય નિમગ્ન રહી વૈરાગ્યવૃત્તિ ધારણ કરી મનને વશ કરી પરમાનંદની પ્રાપ્તિ કરવી જોઈએ. मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः ।—મન એજ મનુષ્યના બંધ અને મોક્ષનું કારણ છે, માટે એનેજ મૂળમાંથી પકડો એટલે ઇશ્વરપ્રાપ્તિને માટે જે પ્રયત્નો કરવામાં આવશે તે સઘળા સફળ થશે



## રત્ન ૨૧ મું.

## ફુરસદ નથી તો ઇશ્વરનું ભજન કેવી રીતે કરીએ ?



એક મહાત્મા એક શેઠને વારંવાર કહેતા, કે " ભાઇ ! રોજ સંધ્યા, ગાયત્રી, હવન, તથા ઇશ્વરનું ભજન કર્યા કરો નહિ તો પાછળથી પસ્તાવું પડશે." શેઠ કહેતા, કે "શું કરીએ મહારાજ ! અમને જરા પણ ફુરસદ નથી મળતી." મહાત્માએ વિચાર્યું કે શેઠ આમને આમ તો માનવાના નથી, તેથી એક દિવસે તે ગામ બહાર ઝાડે ફરવા ગયા હતા ત્યારે અહીં ગામમાં તેમણે ગપગોળો ચલાવ્યો કે ફલાણા શેઠનો તેનાજ જેવો એક શેતાન દોસ્ત છે, તે આવ્યો છે, અને તે અમુક માણસને આખોને આખો ગળી ગયો, વળી તે જો ગામમાં દાખલ થશે તો ફરીથી બહાર કાઢવો મુશ્કેલ પડશે માટે પ્રથમથી ચેતી જાઓ." જોતજોતામાં ગામના લોકો લાકડી, ડંડા હથોડી, વગેરે જે હાથમાં આવ્યું તે લઇ તૈયાર થઇ ગયા અને ગામને પાદરે પહોંચ્યા કે તરતજ શેઠ મળ્યા. શેઠ મળતાની સાથેજ લોકોએ ટીપણપાક આપવા માંડયો એટલે તે બિચારો બોલ્યો કે " ભા-

ઇઓ, હું તો આજ ગામનો રહેવાસી છું, અને ફલાણું મારૂં નામ." પણ તેનું કહેવું સાંભળે કોણ? શેઠના ઘરનાં માણસો પણ તેને ઓળખી શકયાં નહિ તેથી તેમણે પણ મારવામાં ભાગ લીધો. આખરે શેઠે કહ્યું, કે "ભાઇ સાહેબ, મને જવાદો, હવે હું અહીં ફરીથી નહિ આવું." લોકોને દયા આવી તેથી તેમણે તેને છોડી દીધો. શેઠ સાહેબ તો નાસી જઇને જંગલમાં ભરાયા. મહાત્માજી ત્યાં જઇ પહોંચ્યા અને કહેવા લાગ્યા, કે "કેમ શેઠ સાહેબ! હવે તો પુરસદ છેને?" શેઠે કહ્યું, કે "મહારાજ! હવે તો આખો દિવસ પુરસદજ છે, તેથી આપ જે કહેશો તે કરીશ; પણ મહેરબાની કરી મને ઘેર સહીસલામત પહોંચાડો તો સારૂં" મહાત્માએ કહ્યું, કે "ઘેર જવું હોય તો હમણાંજ સંકલ્પ કરો, કે હું દરરોજ સ્વાધ્યાય, સંધ્યા, અગ્નિહોત્ર, ઇશ્વરસ્તવન, ઇત્યાદિ કરીશ." શેઠે કહ્યું, કે "હું હવેથી એ સઘળું કરીશ." પછી મહાત્માએ શેઠને સાથે લીધા અને તેમને ઘેર સહીસલામત પહોંચાડયા.

સંસારનાં સઘળાં કામો પરમાત્માની ભક્તિ પછી કરવાનાં છે. ભક્તિ એજ પહેલું કામ છે પ્રાતઃકાલે નિયત સમયે સંધ્યા, અગ્નિહોત્ર, સ્વાધ્યાય, વગેરે કરવાં જોઇએ. ઇશ્વરને ભૂલી-જે મનુષ્ય કેવળ સંસારનાં કાર્યોમાંજ રચ્યો પચ્યો રહે છે, તે ઘણો કૃતઘ્ન છે.

———:o:———




## મહાત્મા કણાદનો ધન ત્યાગ.




ચીન કાળમાં એક ઋષિ થઇ ગયા. તેમનું નામ કણાદ હતું. ખેડુત લોકો કાપણી કરીને દાણા ઘેર લાવતા અને ખેતરમાં થોડાઘણા કણ પડી રહેતા તે વીણી વીણીને મહાત્મા કણાદ એકઠા કરતા અને તેમાંથી પોતાનું ગુજરાન ચલાવતા કણ વીણીને ખાતા તેથીજ તેમનું નામ કણાદ પડયું છે. કણાદ એટલે **कणानत्तीति कणादः**— જે કણને ખાય છે તે આવી સાદી રીતે નિર્વાહ કરી એ મહાત્મા આપણે માટે વૈશેષિક દર્શન બનાવી ગયા છે. અફસોસની વાત એ છે, કે આપણે એવાં પુસ્તકોને બદલે પાશ્ચાત્ય પુસ્તકો ઉપર મોહી પડયા છીએ અને ઘણા ભાઇઓ હકસ્લે, સ્પૅન્સર, અને હેગેલ ઉપરજ ફીદા ફીદા થઇ જાય છે; પરંતુ જો તેજ ભાઇઓ આપણા કણાદ, કપિલ અને ગૌતમ વગેરે ઋષિઓનાં દર્શનોનું અધ્યયન કરે તો જે તત્વને માટે તેમણે ઘણોજ પરિશ્રમ વેઠયો હોય તે તત્વ સહેજ મહેનતે જડી આવે અને વળી

તેની સાથે અધિક શાન્તિ મળે તે તો જુદી. ઠીક, આતો બીજી વાત થઇ પણ હવે મૂળ વાત ઉપર આવીએ.

મહાત્મા કણાદ ફક્ત એક લંગોટી પહેરીને વનમાં પર્ણકુટી બાંધીને રહેતા હતા. જે રાજાના રાજ્યમાં તે રહેતા હતા, તેને એક વખતે ખબર પડી કે મહાત્મા કણાદ ફક્ત કણ વીણી વીણીનેજ પેટ ભરે છે. શાસ્ત્રોમાં લખ્યું છે, કે જો કોઇ રાજાના રાજ્યમાં એવા કોઇ પણ મહાત્મા દુ:ખમાં પોતાનું જીવન વ્યતીત કરે તો તે રાજાનું સઘળું દાન, પુણ્ય, તપ, વગેરે નષ્ટ થાય છે, રાજા આ વાત જાણતો હતો તેથી તેણે પોતાના સેવકો સાથે મહાત્માજીને આપવા ધન મોકલાવ્યું. સેવકો પર્ણકુટીના બારણા આગળ આવી ઉભા. બૂમ પાડીને મહાત્માજીને બોલાવ્યા એટલે તે તરતજ બહાર આવ્યા અને પૂછયું, કે "તમે કોણ છો અને કયાંથી આવો છો ?" સેવકોએ ઉત્તર આપ્યો, કે "અમે રાજાના માણસો છીએ અને રાજા સાહેબે આપને વાસ્તે દ્રવ્ય મો-કલાવ્યું છે, તે આપવા આવ્યા છીએ" આ સાંભળી મહા-ત્માજી બોલ્યા, કે "કોઇ કંગાલને આપી દો." સેવકો તો ચકિત થયા અને થોડે દૂર જઇ માંહોમાંહે વાતો કરવા લાગ્યા કે આ મહાત્માની પાસે છે તો કેવળ લંગોટી અને વળી કહે છે, કે 'જઇને કોઇ કંગાલને આપી દો.' તેમણે ઘેર આવીને સઘળી બીના રાજાને જણાવી. રાજાએ એ વાત

પોતાના દરબારમાં કહી સંભળાવી અને શું કરવું તે માટે સભાજનોની સંમતિ માગી. છેવટે બધા એવા નિર્ણયપર આવ્યા કે ફરીથી વધારે દ્રવ્ય મોકલાવવું; કારણ કે રાજાજીની પદવી મોટી છે, અને વળી એવા મહાત્માને ઓછું દ્રવ્ય મોકલાવીએ તો તે ન પણ સ્વીકારે, માટે આ ફેરે ખૂબ વિચાર કરીને પુષ્કળ દ્રવ્ય મોકલાવવું. રાજાએ પોતાના સેવકો સાથે બીજીવાર બમણું ધન મોકલાવ્યું પણ ત્યાંથી તો તેનો તેજ ઉત્તર મળ્યો. ફરીથી સભામાં તે વિષય ચર્ચાયો અને આખરે બધા એવા મત ઉપર આવ્યા કે આ વખતે તો રાજાજીએ જાતે પહેલાંના કરતાં ચારગણું દ્રવ્ય અને બીજો પુષ્કળ સરસામાન લઇને જવું. રાજાએ એ પ્રમાણે કર્યું. મહાત્માજીને બોલાવીને કહ્યું, કે "અમે આ બધું દ્રવ્ય આપને માટે લાવ્યા છીએ, તે સ્વીકારી અમને આભારી કરો." મહાત્મા કણાદે તો રાજાને પણ ઉત્તર આપ્યો, કે "કોઇ કંગાળને આપી દો." આ સાંભળી રાજાએ વિનયપૂર્વક કહ્યું, કે "મહારાજ! આપ રજા આપો તો મારે એક પ્રશ્ન પૂછવો છે." ઋષિજીએ કહ્યું, કે 'બેલાશક, ઘણી ખુશીથી પૂછો.' રજા મળી એટલે રાજાએ પૂછ્યું, કે "આપની પાસે છે તો કેવળ લંગોટી અને કહો છો, કે કોઈ કંગાળને આપી દો એ કેવી વિચિત્ર વાત! મારી આંખે તો તમારા સિવાય કોઇ વધારે કંગાળ દેખાતું નથી." મહાત્માજીએ ફરીથી પણ તેનો તેજ ઉત્તર આપી મૌન

ધારણ કર્યું. બિચારો રાજા લાચાર થઇ ઘેર આવ્યો. અને રાતે સઘળી હકીકત પોતાની રાણીને કહી. રાણી વિદુષી હતી. તેણે કહ્યું, કે "તમે મોટી ભૂલ કરી. એવા તત્ત્વ-દર્શીની પાસે ધન લઇ ગયા, તેની એમને શી જરૂર હતી? એમને તો ધન માટી બરાબર છે. બીજી ભૂલ એ કરી કે એવા પવિત્ર મહાત્માનો સમાગમ થયો તોપણ કંઇ વિદ્યા ન શીખી લાવ્યા. કંઇ વિદ્યા શીખી લાવ્યા હોત તો આપણા રાજ્યના હજારો ગરીબ લોકોનું કલ્યાણ કરી શકાત. હજી પણ વખત છે, જાઓ અને કંઇ વિદ્યા શીખી લાવો તો સારૂ." આ વખતે મધ્ય રાત્રિ થઇ હતી. રાજા ઉઠીને મહાત્માની પાસે ગયો. તેને જોતાંજ મહાત્માએ પૂછ્યું, કે "આપ કોણ છો, અને અત્યારે અંધારી રાતે આવવાનું શું પ્રયોજન છે?" રાજાએ કહ્યું, કે "હું આપનો સેવક છું. દિવસે આપની સમક્ષ હાજર થયો હતો તેજ હું છું. મારો અપરાધ ક્ષમા કરો. હું આપને દ્રવ્ય આપવા આવ્યો હતો એ મેં અજ્ઞાનને લીધે ભૂલ કરી હતી. હવે મને સર્વ ભેદ સમજાયો છે. હવે આપ કૃપા કરી એવી કોઇક વિદ્યા શીખવો કે તેના વડે મારા રાજ્યના માણસોનું કલ્યાણ થઇ શકે, એટલુંજ હું આપની પાસે યાચું છું." પછી મહાત્મા બોલ્યા, કે "હે રાજા! દિવસે હું તારા દરબારના દરવાજા પાસે પણ આવ્યો ન હતો પણ તું અત્યારે મારે બારણે ઉભો છે, ત્યારે કહે કે હું કંગાળ કે તું કંગાળ?" આ

સાંભળતાંની સાથેજ રાજા મહાત્માને પગે પડી ક્ષમા માગવા લાગ્યો. ઋષિજીએ તેને હાથ ઝાલી ઉઠાડયો અને પછીથી બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો. પછી રાજાએ ઘેર આવી એ વિદ્યાનો બીજાઓને લાભ આપ્યો તેથી એના રાજ્યમાં શાન્તિનો વરસાદ વરસવા લાગ્યો. ખરેખર! બ્રહ્મવિદ્યાના આગળ તો સોનાના ઢગલા પણ ઝાંખા પડી જાય છે.

——:o:——

## રત્ન ૨૩ મું.

### મહાત્મા કૈયટનો ત્યાગ.



આગળના વખતમાં કણાદના જેવાજ કૈયટના નામના એક મહાન્ ઋષિ થઇ ગયા. એમનું મહાભષ્ય 'તિલક' જગપ્રસિદ્ધ છે. મહાત્મા કૈયટે એ મહાભાષ્ય 'તિલક' વનમાં રહીને રચ્યું છે. જ્યારે તે એને રચતા હતા ત્યારે તેમની પત્ની જંગલમાંથી મુંજ લાવી તેનાં દોરડાં વણી વેચી આવતી અને તેમાંથી અન્નસામગ્રી લઇ ભોજન બનાવતી ભોજન તૈયાર થાય એટલે મહાત્માને કહેતી, કે "સ્વામીજી, ભોજન તૈયાર છે.'' એ સાંભળી મહાત્મા પોતાની

કલમ મૂકી ભોજન કરવા જતા. એક દિવસે ત્યાંના રાજાએ મહાત્મા કૈયટ કેવી રીતે દિવસ ગુજારે છે તે જાણ્યું, તેથી તે તેમની સેવામાં હાજર થયો. મહાત્માજી તો માથું નીચું નમાવી લખતા હતા. થોડીવાર પછી માથું ઉચું કર્યું ત્યારે રાજાને પ્રણામ કરી ઉભેલો જોયો રાજાએ કહ્યું, કે "મહાત્મા ! આપ મારા રાજ્યમાં રહીને આટલું બધું કષ્ટ વેઠો છો. તેથી અમને ભારે ભય રહે છે." આ સાંભળીને ઋષિજીએ પોતાની પત્નીને કહ્યું, કે "જો આપણા રહેવાથી રાજાને પાપ લાગવાનો ભય રહે છે તો આપણે અહીંથી ચાલ્યા જવું જોઇએ ચાલો. આ સાદડી ઉપાડો." રાજાએ કહ્યું, કે "મહારાજ! મારા કહેવાનો ભાવાર્થ એવો નથી કે આપ અહીંથી ચાલ્યા જાઓ. મારી કહેવાની મતલબ તો એ છે, કે આપ અહીં રહો અને અમારાથી આપનો સત્કાર ન થાય અને આપ દુઃખ વેઠો એ બહુજ ખોટું કહેવાય. આપને જે જે પદાર્થ જોઇતા હોય તે તે કહો એટલે આપની સેવામાં હાજર કરીએ. આપ કહેશો તે આજ્ઞા પાળવાને હું તૈયાર છું માટે હવે કૃપા કરી ફરમાવો ' આ સાંભળી મહાત્માજી બોલ્યા, કે "તમે મારી આજ્ઞા પાળવાને તમારા છેલ્લા વાકયથી બંધાઇ ચૂકયા છો. મારી તો એજ આજ્ઞા અથવા ઇચ્છા છે, કે આપ હમણાંજ અહીંથી ચાલ્યા જાઓ." કેવો શુદ્ધ ત્યાગ અને કેવી ઉમદા નિઃસ્પૃહતા ! निःस्पृहस्य तृणं जगत्—નિઃસ્પૃહને જગત તરણા સમાન છે, એ ખરેખર સત્યજ છે.




## અતિથિ સત્કાર.




રૂક્ષેત્રમાં કપોતી નામે એક બ્રાહ્મણ રહેતો હતો. તેના કુટુંબમાં ચાર માણસ હતાં. તે પોતે, તેની સ્ત્રી, પુત્ર તથા પુત્રવધૂ સ્ત્રી પોતાના પતિને દેવ માનતી હતી. પુત્રવધૂ પણ પોતાના પતિની સેવામાં અને સાસુ-સસરાની આજ્ઞા પાળવામાં તત્પર રહેતી. પુત્ર પણ આજ્ઞાધીન હતો અને કુળનું ગૌરવ વધે એવાં કામ કરતો હતો. મનુ ભગવાને કુટુંબની જે ભાવના દર્શાવી છે, તે ભાવના આ કુટુંબમાં સ્પષ્ટપણે જણાતી હતી.

संतुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव च ।
यस्मिन्नेव कुले नित्यं शाश्वतं तत्र वै सुखम् ॥

ભાવાર્થ:—જે કુળમાં પતિ પત્નીથી અને પત્ની પતિથી સંતુષ્ટ હોય તે કુળમાંજ શાશ્વત સુખ રહે છે.

**अनुव्रतः पितुः पुत्रो माता भवतु संमनाः ।
जायापत्ये मधुमतीं वाचं वदतु शान्तिवान् ॥**

ભાવાર્થ:—જેમ તમારો પુત્ર એની માતા સાથે અને તમારી સાથે પ્રીતિપૂર્વક વર્તે છે, તેમ તમે પણ તેની સાથે વર્તો. પતિપત્નીએ પરસ્પર પ્રસન્નતા પૂર્વક ભાષણ કરવું જોઇએ.

ધર્મ પ્રમાણે વર્તન હોવાથી નિર્ધનતા હોવા છતાં પણ આ કુટુંબમાં દુઃખ જણાતું નહિ. ધર્મ એવી વસ્તુ છે, કે તેને ધારણ કરવાથી નિર્બળ બળવાન્ કરતાં વધારે સુખી રહે છે, અને ભૂખ્યો પણ સંતુષ્ટ રહે છે. આ પવિત્ર બ્રાહ્મણના કુટુંબમાંનું કોઇ પણ ભિક્ષા માગવા જતું નહિ. કોઇ બોલાવા આવે છતાં પણ દાન લેવા કોઇ જતું નહિ. ચોમાસું વીત્યા બાદ પાકેલું અનાજ ખેડુતો ઘેર લાવતા અને થોડાઘણા દાણા ખેતરમાં પડી રહેતા તે એકઠા કરી સર્વે પોતાનું ગુજરાન ચલાવતાં. છ છ દિવસે દરેક જણ વ્રત કરતું અને જો વ્રતને દિવસે અનાજ ન મળે તો બીજે છઠ્ઠે દિવસે જમવું એવો નિયમ હતો.

આ નિયમ પાળવામાં કુટુંબની દરેક વ્યક્તિ દૃઢ હતી. દૈવયોગે એક વખતે તેમના દેશમાં દુકાળ પડયો. તેમણે વીણી વીણીને જે ભેગું કર્યું હતું તે સઘળું પુરૂં થઇ રહ્યું. ભિક્ષાવૃત્તિ તેમનો ધર્મ ન હતો. હવે ખાવાનું કયાંથી લા-

વવું એ મોટો પ્રશ્ન થઈ પડયો. વેરાએલા દાણા તો જ્યારે નવું અનાજ પેદા થાય ત્યારેજ મળે. બ્રાહ્મણને ધાર્મિષ્ઠ જાણી લોકો અન્ન પહોંચાડવા લાગ્યા પણ યથાસમય ન મળવાથી કુટુંબ દુર્બળ થવા લાગ્યું. આવા સંકટમાં પણ બ્રાહ્મણે જેમ તેમ કરી દિવસ ગાળ્યા પણ પોતાના કર્તવ્યમાં તલમાત્ર પણ ફેર પડવા દીધો નહિ. સંસારમાં મોટા મોટા માણસો પણ દુઃખ આવે છે, ત્યારે ધૈર્ય છોડી દે છે. સ્ત્રી પેટની લહાયથી સ્વેચ્છાચારિણી થઇ જાય છે, પુત્ર પુત્રી પોતપોતાનો રસ્તો પકડે છે, અને ઘણી માતાઓ પણ પોતની આંખના તારા સમાન અને પ્રાણથી પણ પ્યારા પુત્રને વેચી દેવા તૈયાર થાય છે. સાચુંજ કહ્યું છે કેઃ—

> वासुदेव ! जरा कष्टं कष्टं निर्धनजीवनम् ।
> पुत्रशोकं महाकष्टं कष्टात् कष्टतरं क्षुधा ॥

ભાવાર્થઃ—હે કૃષ્ણ ભગવાન્! વૃદ્ધાવસ્થા દુઃખદાયક છે, નિર્ધન જીવન પણ દુઃખદાયક છે, પુત્રશોક મહા દુઃખદાયક છે, અને ભૂખ તો સર્વથી વધારે દુઃખદાયક છે

ગાંધારી જેવી સતીએ સો પુત્રોનું મરણ જોયું તોપણ ભૂખથી વ્યાકુળ થઇ ભોજનનો ઉપાય કર્યો હતો તો આ બ્રાહ્મણનું કુટુંબ કદાચ ધૈર્ય તજે તો તેથી કંઇ નવાઇ પામવાનું કારણ મળતું નથી न्याय्यात्पथः प्रविचलन्ति पदं न

ધીરાઃ । અર્થાત્ ધૈર્યવાન્ પુરૂષો ન્યાય્ય માર્ગમાંથી એક ડ-ગલું પણ ડગતા નથી, એ કથન અનુસાર આ કુટુંબે પણ પોતાનો ટેક છોડયો નહિ. બ્રાહ્મણ અને બ્રાહ્મણીના આત્મા બળવાન હોવાથી શરીર નિર્બળ થતાં જતાં હતાં પણ પોતાનો ધર્મ તજતાં ન હતાં. આવી રીતે પુત્રે તથા પુત્રવધૂએ પણ મર્યાદા રાખી. આવા ભૂખમરામાં એક દિવસે શેર જવ કોઈ જગાએથી મળ્યા. તેને ખાંડીને બધાંએ સરખે ભાગે વહેંચી લીધા. સંધ્યા અને અગ્નિહોત્ર કરી બ્રાહ્મણ જમવાની તૈયારી કરતો હતો એટલામાં કોઈએ બહારથી બારણું ઠોકયું. બ-હાર આવીને જોયું તો કોઈ અતિથિ ઉભેલો જોયો. એવી વખતે બીજો કોઈ હોય તો ક્રોધમાં આવી જાય અને કંઇનું કઇ બોલી નાખે પરંતુ કપોતી તો અતિથિને જોઇ અતિ પ્રસન્ન થયો અને તેને ઘણા હેતથી અંદર લઇ ગયો પછી તેની પૂજા કરી અને ભોજન લેવાને પ્રાર્થના કરી આગલા વ્રતને દિવસે અનાજ મળ્યું હતું નહિ તેથી બધાં છ દિવ-સનાં ભૂખ્યાં હતાં, પણ આ અતિથિના આવવાથી જમતાં અટકયાં. આર્યધર્મશાસ્ત્રની એવી મર્યાદા છે, કે અભ્યા-ગતને જમાડયા પછી ઘરનાં માણસોએ જમવું જોઇએ. ક-પોતિએ પોતાના ભાગે પાશેર જવ આવ્યા હતા તે અતિ-થિને પીરસી દીધા. મૂકતાંની સાથેજ અતિથિ તો ખાઇ ગયો. પાશેર ખાવાથી તેનું પેટ ભરાયું નહિ. અતિથિની વધારે ભોજન માટેની આકાંક્ષા જોઇ બ્રાહ્મણ વિચારમાં પડી

ગયો કે હવે શું કરવું ? કપોતીને ચિન્તાતુર જોઇ તેની પત્નીએ કહ્યું, કે "પ્રાણનાથ! ચિંતા શા માટે કરો છો! લો આ મારો ભાગ, એ આપીને અતિથિને તૃપ્ત કરો" બ્રાહ્મણે કહ્યું "આર્યા! તું છ દિવસથી ભૂખી છે. એક તો તુ વૃદ્ધ છે, અને તેમાં વળી આ સંકટ આવે તો સહન ન થાય. અન્ન વગર તું દુર્બળ થઇ ગઇ છે. તારા ચહેરાપર શ્રમ તથા ગ્લાનિ દેખાય છે. માંસ તો જાણે તારા શરીરમાં હોયજ નહિ તેમ હાડકાંજ દેખાય છે. વળી ઉઠતાં બેસતાં તારો દેહ કંપે છે. આ કારણોથી તારો ભાગ આપતાં મને ખેદ થાય છે." આ સાંભળી બ્રાહ્મણીએ ઉત્તર આપ્યો, કે "હે દ્વિજશ્રેષ્ઠ! આપણો બંનેનો ધર્મમાં ભાગ છે. સ્ત્રી પતિને આધીન છે. પતિના પ્રેમ પ્રસાદથીજ સ્ત્રીને સુખ તથા પુત્રનો લાભ થાય છે. મારૂં આપ પાલન કરો છો એટલે પતિ, ભરણ કરો છો એટલે ભર્તા, અને પુત્ર-દાન કરવાથી વરદાતા છો, માટે આ મારો ભાગ પણ અતિ-થિને અર્પણ કરો. અભ્યાગત ઘેરથી અસંતુષ્ટ થઇને પાછો ફરે તો શાસ્ત્રની આજ્ઞા ઉલ્લંઘ્યા બરાબર થાય, માટે આપ અત્યારે મારા જીવન મરણનો વિચાર ત્યાગો અને અતિથિને પહેલાં તૃપ્ત કરો." વસ્તુતઃ બ્રાહ્મણીનો ઉત્તર ધર્મ અનુસાર જ હતો એટલે બ્રાહ્મણને ફરીથી સમજાવવાનો અવકાશ ન હતો. ધર્મમાં સ્ત્રીપુરૂષનો સમાન ભાગ છે, અને તેથીજ સ્ત્રીને અર્ધાંગના કહે છે. વૈદિક પદ્ધતિ પ્રમાણે લગ્ન કરનાર

સ્ત્રીપુરૂષને હોમાગ્નિ પાસે ગુરૂ, પુરોહિત અને પિતાની સમક્ષ નીચેની પ્રતિજ્ઞા કરવી પડે છે.

**ओं समंजन्तु विश्वे देवाः समापो हृदयानि नौ।**
**सं मातरिश्वा संधाता समुदेष्ट्री दधातु नौ ॥**

ભાવાર્થ:—સર્વ દેવો અમારાં હૃદયોને એકમેકની સાથે જોડી દો, અને અમને એક ઉચ્ચ આદર્શ તરફ પ્રેરો.

બ્રાહ્મણે પોતાનો ભાગ અતિથિને જમાડી દીધો એટલે તેને નિયમ પ્રમાણે છ દિવસ ભૂખ્યા રહેવાનું થયું. પતિ ભૂખથી વ્યાકુળ રહે અને પોતે પેટ ભરીને ખાય એ વાત પતિવ્રતા બ્રાહ્મણીને રૂચે કેમ ? તેણે પણ પોતાનો ભાગ અતિથિને આપી દીધો. આથી પણ અતિથિનું ઉદર ભરાયું નહિ. તે બિચારો પણ ઘણા દિવસનો ભૂખ્યો હતો. આ જોઇને પતિપત્ની બંને વિચારમાં પડી ગયાં. માતાપિતાને વિચારમાં મગ્ન થએલાં જોઇ પિતૃભક્ત પુત્ર પણ પોતાનો ભાગ આપવા તૈયાર થયો. તેણે વિચાર્યું, કે "મારો જીવ જાય તો ભલે પણ પિતાનું વ્રત મારે કાયમ રાખવું જોઇએ." પછી તેણે કહ્યું, કે "પિતાજી ! આ મારા ભાગના જવ પણ અતિથિ મહારાજને અર્પણ કરી દો, કારણ કે એમાંજ મારૂં કલ્યાણ છે. આ શરીર આપનુંજ છે. વૃદ્ધ માતપિતાની આજ્ઞા પાળવી એ હું શ્રવણના દ્રષ્ટાંતપરથી બરાબર રીતે શીખ્યો છું. આપે મને પાળીપોષીને મોટો કર્યો છે, અને

અનેક દુઃખો વેઠીને પણ મને સુખ આપવામાં કસર રાખી નથી; તેથી મારી પણ ફરજ છે, કે પૂર્ણ ભાવથી તમારી સેવા કરવી. માતાપિતા જીવતાંજ તેમની સેવા કરવી એનેજ હું શ્રાદ્ધ માનું છું. પુત્રરત્ન પુંડરીક પણ એજ ઉપદેશ આપે છે." પુત્રનાં આવાં મધુર તથા જ્ઞાનપૂર્ણ વચન સાંભળી પિતાની આંખોમાં હર્ષનાં અશ્રુ ભરાઇ આવ્યાં અને પોતાને આવો પુત્ર છે, એમ જાણી પોતાની જાતને ધન્ય માનવા લાગ્યા. તેણે વિચાર્યું, કે "આજે પુત્ર જમશે નહિ તો બાર દિવસનો ઉપવાસ થશે અને એટલામાં કંઇ ખરાબ પરિણામ આવશે તો હું કૃતઘ્ન ગણાઇશ વળી એવું થાય તો બ્રાહ્મણી કોનું મોં જોઇ દેહ ધારણ કરી રહેશે? વૃદ્ધાવસ્થામાં અમારાં આંધળાંની એજ એક લાકડી છે, અને વંશના વેલાનો એજ કેવળ આધાર છે. વળી તેની ધર્મપત્ની પણ ન કરે નારાયણ ને કદાચ ન થવાનું થાય તો પ્રાણ ત્યાગે તો મારી પુરી પૂજેતી થાય. હાય! એ તો મારી આંખનો તારો! એના વિના તો સર્વ અંધારૂ!" આ વિચારની સાથેજ તેની આંખો આગળ અંધકાર છવાઇ ગયો અને જાણે પુત્રનો વિયોગ થઇ ગયો હોય એવીજ તેને ભ્રાન્તિ પેસી ગઇ. થોડીવાર પછી આંખો ઉઘાડીને જોયું તો પુત્રને હાથ જોડીને જવ લઇ પોતાની સમક્ષ ઉભેલો જોયો. તેની ભ્રાન્તિ ટળી ગઇ, અને પુત્રને જોઇ ધૈર્ય આવ્યું. વળી પાછું તેના હૃદયમાં જ્ઞાનનું તેજ ચમકવા લાગ્યું. જ્ઞાનીઓ પણ વિ-



આપ મારા ગુરૂના પણ ગુરૂ છો, તેથી હે પ્રભુ! મારા જીવને સ્વીકારો.

( પૃષ્ઠ ૮૩ ).

Krishna Press Bombay 2

પત્તિકાળે અજ્ઞાન થઈ જાય છે, પરંતુ પાછા તરતજ સાવધાન થઇ જાય છે; કારણ કે તેમનો આત્મા બળવાન્ હોય છે. આવા ઉચ્ચ પ્રકારની આત્મોન્નતિ પ્રાચીન કાળમાં જોવામાં આવતી હતી. અર્વાચીન કાળમાં પણ હવે એવાં રત્નો પાકવાનો આરંભ થયો છે. પૂર્વકાળમાં આવી ઉચ્ચ ભાવનાને લીધેજ રામચંદ્ર મહારાજે દેશરાજ્ય છોડી વનરાજ્ય સ્વીકાર્યું હતું, લક્ષ્મણ અને સીતાજી પણ તેમની સાથે ગયાં હતાં, અને હરિશ્ચંદ્ર રાજાએ સત્યના ટેકને લીધે પોતાની પ્રિયા અને પુત્રને વેચ્યાં હતાં, અને પોતે પણ નીચ ઘેર વેચાયો હતો. પછી પિતાને શુદ્ધિ આવી એટલે તે ધીમા રહીને બોલ્યા, કે "બેટા! તારા ભૂખ્યા રહેવાથી કુળ નાશ થશે અને વંશની વૃદ્ધિ અટકશે. વળી તું યુવાન છે, તેથી તને સખત ભૂખ લાગી હશે. હું તો ઘરડો છું એટલે મને ઝાઝી ભૂખ લાગતી નથી, બીજું મને ભૂખતરસ રોકવાનો અભ્યાસ પડી ગયો છે" પિતાને આવા ધર્મસંકટમાં પડેલો જોઇ પુત્ર કહેવા લાગ્યો, કે "પિતાજી! હું તો તમારો આત્મા છું. उद्धरेदात्मनात्मानम्—આત્માએજ આત્માની રક્ષા કરવી જોઇએ એ કથન પ્રમાણે મારે તમારા મનને સંતોષ આપવો જોઈએ," દશરથ રાજાએ મોહમમતા છોડી યજ્ઞની રક્ષાને માટે રામચંદ્રજીને વિશ્વામિત્ર ઋષિની સાથે મોકલ્યા હતા તેમ આ તપસ્વીએ પોતાના વહાલા પુત્રનું બાર દિવસ સુધી ભૂખ્યા રહેવાનું સ્વીકારી અતિથિને

સંતોષવાનું ઉચિત ધાર્યું, પુત્રનો ભાગ પણ આપવામાં આવ્યો, તે અતિથિ જોતજોતામાં સ્વાહા કરી ગયો. કોણ જાણે તેને કેટલી ભૂખ લાગી હતી કે આટલું ખાવા છતાં પણ શાન્તિ ન થઇ ! હવે તો આ ત્રણે જણ વ્યાકુળ થઇ ગયાં અને વિચારવા લાગ્યાં કે હવે શો ઉપાય કરવો ? એટલામાં તો પુત્રવધૂ જવની પોટલી હાથમાં લઇ માથું નીચું નમાવી પૃથ્વી તરફ જોતી સામે ઉભી રહી, સાસુસસરાને અને પોતાના પતિને આવાં ધર્મિષ્ઠ જોઇ તે શી રીતે છાનીમાની બેસી રહી શકે ? તેણે કહ્યું, કે "મારે ભાગે પાશેર જવ આવ્યા છે, તે આપી અતિથિ મહારાજને સંતુષ્ટ કરો," વાચક ! આ સાંભળીને સાસુસસરાના તથા પતિનાં હૃદય કેવાં પીગળી ગયાં હશે તેનો વિચાર કરવાનું કામ તમનેજ સોંપીએ છીએ. બ્રાહ્મણે આંસુ લાવીને કહ્યું, કે "બેટા ! હું તારો ભાગ કેવી રીતે ગ્રહણ કરું ?" એનો ઉત્તર આપતાં પુત્રવધૂએ જે ધર્મયુક્ત વચન કહ્યાં છે, તે અમારી બેનોએ યાદ રાખવા લાયક છે, અને પોતાનામાં કેટલો ધર્મભાવ છે, તથા કયાં સુધી સાસુસસરાની આજ્ઞા માને છે, અને પતિના કહેવા પ્રમાણે ચાલે છે, તે ઉપર વિચાર કરવો ઘટે છે. તેણે કહ્યું હતું કે:—

गुरोर्मम गुरुस्त्वं वै यतो दैवतदैवतम्
देवातिदेवस्तस्मात् त्वं सक्तूनादत्स्व मे प्रभो ॥

ભાવાર્થ:—આપ મારા ગુરુના પણ ગુરુ છો અને દેવના પણ દેવ છો, તેથી હે પ્રભુ! મારા જવને સ્વીકારો.

પિતાએ કહ્યું, કે "ધન્ય છે! તને ધર્મ પ્રિય છે, તેથી તારા જવ સ્વીકારૂં છું" પછીથી અતિથિને છેલ્લીવારના જવ આપવામાં આવ્યા, તે ખાઇ તે સંતોષ પામ્યો અને આશીર્વાદ દઈ વિદાય થયો. ઉંડા ઉતરીને જોતાં આ સંકટ નથી પણ પરીક્ષા છે, એમ લાગશે. આ કુટુંબ સેંકડે કેટલા હોકડા મેળવીને પાસ થયું તેનો વિચાર સૌએ પોતપોતાની મેળે કરી લેવો

ધર્મની રક્ષા કરવામાં પ્રાણ આપવો પડે તો પણ પાછા હઠવું નહિ એવી શિક્ષા આપણા પૂર્વજો આપણને આપી ગયા છે. ખરેખર! ધન્ય છે આર્યોના અતિથિ સત્કાર ભાવને!



## રત્ન ૨૫ મું.

### ધાર્મિક રાજ્ય.



એક મુસલમાન પાદશાહ હતો. તેણે એક વખતે દક્ષિણના એક રાજા ઉપર ચઢાઇ કરી. તેણે શહેરના મુખ્ય દરવાજા પાસે જઇ રાજાને દૂત સાથે સંદેશો કહેવરાવ્યો, કે "તું તારૂં રાજ્ય મને સોંપી દે, નહિ તો યુદ્ધને માટે તૈયાર થઇ જા." રાજાએ આવેલા દૂતની સાથે પાદશાહને કહી મોકલાવ્યું, કે " હું મારા પોતાના સુખને વાસ્તે રાજ્ય કરતો નથી, પરંતુ લોકોના સુખને વાસ્તે ધર્મને અનુસરીને રાજ્ય ચલાવું છું. તમારે પણ તેવી રીતે રાજ્ય ચલાવવું હોય તો હું હમણાંજ છોડી દેવા તૈયાર છું. લડાઇ કરીને માણસોના જાન ખોવરાવવાની મારી ઇચ્છા નથી." દૂતે જઇ બાદશાહને સંપૂર્ણ વૃત્તાન્ત કહી સંભળાવ્યું. આવા ન્યાયયુક્ત ઉત્તરથી બાદશાહ પ્રસન્ન થયો અને રાજાની સભામાં આવ્યો. ત્યાં દરબાર ભરાયો હતો અને બે ખેડુતોનો કેસ ચાલતો હતો. કેસની વિગત નીચે મુજબ છે.

એક ખેડુતે બીજા ખેડુતને પોતાની થોડીક જમીન વેચી હતી. ખેડતાં ખેડતાં આ બીજા ખેડુતને ધનનો એક મોટો ખજાનો જડી આવ્યો હતો. તેણે પહેલા ખેડુતને જઇને કહ્યું, કે "ભાઇ, તમારા ખેતરમાંથી એક ખજાનો નીકળ્યો છે, તે આવીને લઇ જાઓ. અમે તો ફક્ત જમીનજ ખરીદી હતી તેથી તેના ઉપર અમારો હક નથી. પહેલા ખેડુતે આ સાંભળીને કહ્યું, કે "ભાઇ એમ ન કહેવાય. જો જમીન વેચતાં પહેલાં ખજાનો નીકળત તો તે મારોજ હતો; પરંતુ હવે તો તમારોજ કહેવાય" આ બે ખેડુતોમાંથી એકે જણ ખજાનો લેવાની હા પાડતા ન હતા. પછી રાજાએ પૂછ્યું, કે "તમારે દીકરાદીકરી છે?" એકે કહ્યું, કે "મારે દીકરો છે;" અને બીજાએ કહ્યું, કે "મારે દીકરી છે." આ ઉપરથી એવો ફેંસલો આપવામાં આવ્યો કે બંનેએ દીકરા દીકરીનાં લગ્ન કરવાં અને ખજાનો તેમને આપી દેવો બાદશાહ આવો નિર્ણય જોઇને દિંગ થઇ ગયો. રાજાએ તેને પૂછ્યું, કે "આપ કેવો ન્યાય કરત?" પાદશાહે કહ્યું, કે "આવો ન્યાય હું ન કરૂં. જ્યારે બેમાંથી એક પણ લેવાની હા પાડતો ન હતો ત્યારે હું હોઉં તો જરૂર તે ખજાનો મારી તિજોરીમાં મોકલાવી દઉં." આ સાંભળી રાજાએ પૂછ્યું, કે "આપના રાજ્યમાં વરસાદ વરસે છે? ઋતુઓ નિયમિત રીતે આવે છે? અનાજ સારી રીતે પેદા થાય છે?" બાદશાહે કહ્યું, કે "હા, બધુંએ થાય છે." રાજાએ ફરીથી

પૂછયું, કે "આપના રાજયમાં કેવળ મનુષ્યોજ રહે છે. કે પશુપક્ષીઓ પણ રહે છે ?" બાદશાહે કહ્યું, કે "સઘળા જીવ રહે છે" આ સાંભળી રાજા કટાક્ષમાં બોલ્યો, કે "ઠીક, ત્યારે પશુપક્ષીઓનાં ભાગ્ય વડે વરસાદ વરસતો હશે અને ઋતુઓ નિયમિત રીતે આવતી હશે. બાકી આપની પ્રજાના ભાગ્ય વડે તો તેમ બનેજ નહિ, કારણ કે यथा राजा तथा प्रजा-જેવો રાજા હોય તેવીજ તેની પ્રજા હોય છે.

રાજાએ વાદળ સમાન રહેવું જોઇએ. વાદળાં પૃથ્વી ઉપરથી વરાળ લે છે, અને તેનું પાછું પાણી કરી પૃથ્વીનેજ આપે છે. આવી રીતે રાજાએ પણ પ્રજામાંથી જે ઉપજ આવે તેનો પ્રજાના સુખને વાસ્તે ઉપયોગ કરવો જોઇએ.



## રત્ન ૨૬ મું.



# અહિંસા.



પાંડવકૌરવનાં નામ તો દરેક હિંદુ જાણે છે. કૌરવોએ પાંડવોને રાજ્ય ન આપવું પડે તેથી લાખના ઘરમાં બાળવાનો પ્રયત્ન કર્યો હતો પણ તેમાં નિષ્ફળતા મળી હતી. ત્યાંથી બચ્યા પછી પાંડવો કાપડનો વેપાર કરીને પોતાનું ગુજરાન ચલાવતા હતા. સાથે કુન્તા માતા પણ હતાં. તેમણે એક ગામમાં બ્રાહ્મણીને ત્યાં ઉતારો રાખ્યો હતો અને આસપાસનાં ગામોમાં તે વેચવા જતા. જે ગામમાં એ રહેતા હતા તે ગામમાં એક રાક્ષસ રહેતો હતો. પહેલાં તે ઘણાં માણસોને મારી નાખતો તેથી ગામના લોકે એવો કરાર કરી આપ્યો હતો કે દરરોજ એકેક માણસ મોકલવું. રાક્ષસે તે સ્વીકાર્યું હતું અને બીજો ઉપદ્રવ કરવાનું મૂકી દીધું હતું. જેને ત્યાં પાંડવો ઉતર્યા હતા તે બ્રાહ્મણી ઘરડી હતી અને તેના ચાર છોકરાઓનો વારો આવી ગયો હતો. હવે માત્ર એકજ દીકરો રહ્યો હતો અને તેનો પણ વારો આવ્યો

હતો. કાલે પોતાના દીકરાને રાક્ષસને ત્યાં જવાનું છે, એ જાણી બિચારી બ્રાહ્મણી ડોસી ડસકે ડસકે રડતી હતી. કુન્તાજીએ તેને રડવાનું કારણ પૂછયું. ડોસીએ કહ્યું, કે "મારે પાંચ દીકરા હતા, તેમાંના ચારને રાક્ષસ ખાઇ ગયો અને કાલે પાંચમાનો પણ ભોગ લેશે; એ વિચારથી હું રડું છું." કુન્તાજીએ દિલાસો આપી કહ્યું, કે "છાના રહો. મારે પાંચ દીકરા છે, તેમાંથી એકને તમારા દીકરાને બદલે મોકલીશ. આપને હવે વિલાપ કરવાનું કારણ નથી." ડોસીને હજી પણ વિશ્વાસ આવ્યો નહિ કારણ કે એવું તે કોણ હોય કે બીજાનાં છોકરાં વાસ્તે પોતાનાં છોકરાંનો ભોગ આપે! કુન્તાજી તો જાણતાં હતાં કે ભીમસેનને મોકલીશ તો તે રાક્ષકનો ઘાણ કાઢી નાખશે, અને તેથી એકલો આ બ્રાહ્મણીનો છોકરો નહિ પણ બીજા અનેક મનુષ્યો બચશે. પોતાને આશ્રય આપનાર પ્રત્યેની લાગણીની આ તો છેવટનીજ હદ કહેવાય: પણ આમાં બીજું ગૂઢ તત્ત્વ સમાએલું છે. અહિંસા ધર્મનું પાલન કરવાનો આનાથી બીજો ઉત્તમ માર્ગ કયો હોઇ શકે? હજારો મનુષ્યોના જીવ બચે એ ઓછું કહેવાય! પાંડવો કાપડ વેચીને ઘેર આવ્યા એટલે માતાએ કહ્યું, કે "બેટાઓ! આજે તમારામાંથી એકને આ ડોસીના દીકરાને બદલે રાક્ષસને ત્યાં જવાનું છે." આ સાંભળી પાંચે જણ કહેવા લાગ્યા, કે "માતાજી, હું જઇશ મનેજ મોકલો." કુન્તાજીએ કહ્યું, કે "બીજો જાય એના કરતાં



'ધન્ય છે બેટા! તેં અનેક જણને સુખ કરી આપ્યું'

( પૃષ્ઠ ૬૦ ).

Krishna Press Bombay 2

ભીમસેન જાય તો સારું, કારણ કે તે બળવાન્ છે તેથી રાક્ષસને મારી નાખીને આવે" ભીમસેન તો આ સાંભળતાંજ ગદા લઇને તૈયાર થઇ ગયો અને માતાની રજા લઇ ચાલતો થયો. દૈત્યને ઘેર પહોંચ્યો ત્યારે ત્યાં કેટલાંક માણસો બેઠેલા દીઠામાં આવ્યાં. એક માણસ મોકલવા ઉપરાંત બીજો એવો પણ નિયમ હતો કે અમુક મણ દૂધ, ઘી, અને ગોળ પણ મોકલાવવાં તથા અમુક માણસોએ કંકુ વડે તેની પૂજા કરવાને જવું ભીમસેને પૂછયું, કે "તમે બધા અહીં કેમ આવ્યા છો?" તેમણે કહ્યું, કે "અમે દૈત્યની પુજા કરવાને આવ્યા છીએ." ભીમે કહ્યું કે 'તમે બધા નકામા બેસી રહ્યા છો અને ખોટી થાઓ છો. પૂજા હું કરી લઇશ તમારે ઘેર જવું હોય તો જાઓ. વળી તમે જાણો છો, કે આજે રાક્ષસ મને ખાઇ જવાનો છે. આ દૂધ, ગોળ, અને ઘી ખાવાની એ બિચારાને તસ્દી લેવી પડશે. હું ખાઇ જાઉં તોપણ એના પેટમાંજ જશે" લોકોને જરા હસવું તો આવ્યું પણ છેવટે તેના કહેવા પ્રમાણે કર્યું. ભીમ બધું ખાઇ ગયો. રાક્ષસે આવીને પૂછયું, કે "આજનો બધો માલ કયાં ગયો?" ભીમે કહ્યું કે "હું ખાઇ ગયો આપ મને ખાશો એટલે તમારા પેટમાંજ આવશે." આ સાંભળીને રાક્ષસને ક્રોધ ચઢયો અને તેણે ભીમને ઝાલ્યો ભયંકર દ્વન્દ્વ યુદ્ધ થયું અને તેમાં છેવટે ભીમે રાક્ષસને ફાડી નાખ્યો. પછી ત્યાંથી તે ઘેર આવ્યો અને માતાના ચરણોમાં પડી પ્રણામ

ફરી બોલ્યો, કે "રાક્ષસને સદાને માટે સુવાડી દીધો છે." માતાએ કહ્યું, કે 'ધન્ય છે બેટા! તેં અનેક જણને સુખ કરી આપ્યું." હજી પણ ડોસીના મનમાં વિશ્વાસ ન આવ્યો કે રાક્ષસને મારી નાખ્યો હશે તે તો એમજ માનતી હતી, કે "ભીમ મોતથી ડરીને પાછો આવ્યો છે, અને હમણાં રાક્ષસ આવી મારા છોકરાને ખાઇ જશે." કુન્તાજીએ કહ્યું, કે "ડોસીમા! તમારા મનમાં શક હોય એમ જણાય છે. હજી તમે સાચું માનતાં હો એમ લાગતું નથી. આ તો સિંહનાં બચ્ચાં છે. એક રાક્ષસ તો શું પણ બાર રાક્ષસ હોય તોપણ એમનો વાંકો વાળ ન થઇ શકે. ખરેખર! આ તો અહિંસા વૃત્તિની પરમાવધિજ કહેવાય! વળી આશ્રયદાતાનું શ્રેય કરવાની પણ પરાકોટિજ કહેવાય! એવી માતાઓને અને એવા દીકરાઓને અનેકવાર ધન્ય છે!






## ઉપકારનો બદલો.




ના કાળમાં ગ્રીસ દેશમાં એવો નિયમ હતો કે કોઇ માણસ મોટો ગુનો કરે તો તેને પાંજરામાં પુરી દેવામાં આવતો અને એક સિંહને અમુક દિવસ સુધી ભૂખ્યો રાખીને તેને તેની સમક્ષ લાવવામાં આવતો.

એક વખતે એક માણસે મોટો અપરાધ કર્યો હતો. સજાની બીકથી તે નાસી ગયો અને એક જંગલમાં જઇ ભરાયો. જતાં જતાં તેણે એક ગુફામાંથી દુઃખનો અવાજ આવતો સાંભળ્યો. તેણે ધાર્યું કે તે પણ કોઇ મારા જેવો દુઃખી હશે. તેણે વિચાર કર્યો. કે "તેને જઇને મળું અને શું દુઃખ છે, તે પૂછું." ચાલ્યો ચાલ્યો તે ઘણે ઉંડે સુધી ગયો ત્યારે માલમ પડયું કે "એક સિંહ દુઃખનો માર્યો બુમો પાડે છે." તે લંગડાતો હતો તે ઉપરથી આ માણસ જાણી ગયો કે તેને પગે કંઇક થયું છે. તેને એક જબરો

કાંટો વાગ્યો હતો. સિંહ ધીમે ધીમે તેની પાસે આવ્યો અને સૂઇ જઇ પગ ઉંચો કરી રહ્યો. આ માણસ ચતુર હતો તેથી સમજી ગયો કે સિંહને કાંટો વાગેલો હોવો જોઇએ અને તે મારી પાસે કઢાવવા પગ ઉંચો કરી રહયો છે. પછી તેણે પગને પોતાના ઢીંચણ ઉપર લઇ કાંટો કાઢી નાખ્યો. સિંહને એટલું સુખ થયું કે જાણે ગએલો જીવ ફરીથી પાછો આવ્યો. તે પૂછડું હલાવીને આ માણસની પાસે ગેલ કરવા લાગ્યો.

એક વખતે એવું બન્યું કે આ ગુનેગાર પકડાઇ ગયો. તેને બાદશાહની પાસે રજુ કરવામાં આવ્યો તેણે હુકમ કર્યો, કે "એક સિંહને જંગલમાંથી પકડી લાવી કેટલાક દિવસ સુધી ભૂખ્યો રાખી આને તેની પાસે ફેંકવો." દૈવ-યોગે સિંહ પણ તેજ પકડાયો. તેને કેટલાક દિવસ સુધી ભૂખ્યો રાખી અપરાધીને તેની સામે મુકવામાં આવ્યો. પ્ર-થમ તો સિંહ નાદ કરતો કરતો એકદમ ધસ્યો પણ તેને ઓળખી ગયો કે આ તો મારો કાંટો કાઢનાર છે, તે તર-તજ પૂછડું હલાવવા મંડી પડયો અને ગેલ કરી તેને ચા-ટવા લાગ્યો. જોનારા આ જોઇને વિસ્મય પામ્યા.

સિંહ જેવું ક્રૂર પ્રાણી પણ ઉપકારનો બદલો વાળ્યા વગર નથી રહેતું તો મનુષ્ય જેવું ઉમદા પ્રાણી ન વાળે તો તેને શું કહેવું ! ઉપકારનો બદલો ઉપકારથી વાળવો એ

તો એક વસ્તુ લઇને બીજી વસ્તુ આપ્યા બરાબર છે. એ કંઇ ઉંચા પ્રકારનું કામ ન ગણાય કારણ કે તે પ્રમાણે વર્તવું એ દરેક માણસની ફરજ છે; પણ કેટલાક તો આ-ટલુંએ ન કરતાં ઉપકાર ઉપર અપકાર કરે છે, એવાઓને શાની ઉપમા આપવી? પશુની ઉપમા પણ તેમને માટે તો હલકીજ છે. અપકાર ઉપર પણ ઉપકાર કરવો એ તો ઘણાજ ઉંચા પ્રકારનું કામ ગણાય એ પ્રમાણે કરનારા જવલ્લેજ જડી આવે છે અપકાર ઉપર ઉપકાર કરનારને ઉ-ત્તમ, ઉપકાર ઉપર ઉપકાર કરનારને મધ્યમ, અને ઉપકાર ઉપર અપકાર કરનારને અધમ કહી શકાય.

—:o:—




## મહાત્મા બુદ્ધ.




દ્ધ ભગવાનનું નામ ઘણાખરા જાણે છે. એક માણસે આવીને તેમને એક દિવસે ઘણી ગાળો ભાંડી. મહાત્માજી ગાળો સાંભળી કંઇ પણ બોલ્યા નહિ. પેલે માણસે તો બીજે દિવસે આવી બમણી ગાળો ભાંડી. આ વખતે પણ બુદ્ધ ભગવાન્

શાન્ત રહ્યા. પેલા ભાઈ સાહેબે તો ત્રીજે દિવસે આવી ત્રમણી ગાળો ચોપડી. મહાત્માજી તો આ વખતે પણ શાન્ત રહ્યા. હજી જાણે પેલો ધરાયો ન હોય તેમ ચોથે દિવસે આવી ચાર ગણી ગાળોનો વરસાદ વરસાવી ગયો, તોપણ બુદ્ધ મહાત્મા તો કંઇજ બોલ્યા નહિ. પાંચમે દિવસે તેને કંઇક જ્ઞાન થયું તેથી મહાત્મા બુદ્ધની સમક્ષ હાથ જોડી ઉભો રહ્યો. મહાત્માજીએ કહ્યું, કે "હજી પણ તારી ગાળોની કોથળીમાં થોડીઘણી બાકી રહી ગઇ હોય તો કાઢી નાખ." પેલા માણસે કહ્યું, કે "મહારાજ! અપરાધ ક્ષમા કરો, પણ મારે એક પ્રશ્ન પૂછવો છે, તેનો ઉત્તર આપવા કૃપા કરશો એવી આ સેવકની ઇચ્છા છે." મહાત્માજીએ કહ્યું, કે "હું તને એક પ્રશ્ન પૂછું છું, તેના ઉપરથી તારા પ્રશ્નનો ખુલાસો થઇ જશે, માટે પહેલાં તેનો ઉત્તર આપ. તું કોઇ વસ્તુ બીજા માણસને આપવા જાય અને તે માણસ તે વસ્તુ ન લે તો તે કોની પાસે રહે?" પેલે માણસે ઉત્તર આપ્યો, કે "મારી પાસે રહે" બુદ્ધ ભગવાને કહ્યું, કે "ઠીક, તું મને ગાળો આપવા આવ્યો હતો પણ મેં તે ન લીધી તો તે કોની પાસે રહી?" પેલા માણસને "મારી પાસે રહી" એવું કહેતાં આચકો તો આવ્યો; પણ છેવટે કહેવું પડયું. મહાત્માએ ફરીથી કહ્યું, કે "બોલ હવે તારા પ્રશ્નનો ખુલાસો થઇ ગયો કે નહિ?" મારા પ્રશ્નનો ખુલાસો થઇ ગયો એમ કહી તે માણસ નીચું

ઘાલી શરમાઇને ચાલ્યો ગયો. આને તે ક્ષમા કહેવી કે મનની વિશાળતા કહેવી ? પાઠક, તુંજ એની પરીક્ષા કરી લેજે.

—:o:—

## રત્ન ૨૯ મું.

### હિંમત.



એક શિઆળ હતું તેણે કોઇની પાસેથી સાંભળ્યું હતું કે "હિંમતે મરદા તો મદદે ખુદા" આ વાક્યને તે પોતાનો મુદ્રાલેખ માનતું અને જ્યારે જ્યારે પોતાની સ્રીને થોડી પણ અડચણ આવતી ત્યારે ત્યારે કહેતું, કે "હિંમતે મરદા તો મદદે ખુદા" થોડા દિવસ પછી એની સ્રી ગર્ભિણી થઇ, અને તેણે તેને કહ્યું, કે "મને કોઇ નિર્ભય સ્થાને લઇ જાઓ તો ત્યાં હું નિર્વિઘ્ન રીતે બચ્ચાં જણું." શિઆળ એક સિંહની સરસ ગુફા હતી ત્યાં તેને લઇ ગયું. ત્યાં ઘાસ પાથરીને સુંદર જગા બનાવી હતી. શિઆળે કહ્યું, કે "હવે અહીંજ તું સુખેથી પ્રસવ

કર." તેણે બચ્ચાં જણ્યાં અને તે થોડા દિવસમાં હાલતાં-ચાલતાં પણ થઇ ગયાં. સિંહ ઘણા દિવસથી આ ગુફાને બદલે બીજી ગુફામાં રહેતો હતો, પણ એક દિવસે તેને પોતાના જુના સ્થાને જવાનું મન થયું. તે ત્યાં જવાને નીકળ્યો. આ વખતે શિઆળ અને તેની સ્ત્રી પોતાનાં બચ્ચાં પાસે બેસી વાતો કરતાં હતાં. દૂરથી શિઆળે સિંહને આવતો દીઠો એટલે તેણે પોતાની સ્ત્રીને કહ્યું, કે "હવે આ બચ્ચાંને ઉપાડી જલદી નાસી જઈએ, નહિ તો આવી બન્યું સમજજે." સ્ત્રીએ ઉત્તર આપ્યો, કે "આજ પેલું તમારૂં 'હિંમતે મરદા તો મદદે ખુદા' એ કયાં છે?" શિઆળ આથી ઘણું શરમાઇ ગયું. આ વખતે સિંહ લગભગ પાસે આવી પહોચ્યો હતો. સમય વિચારી તેણે એક યુક્તિ શોધી કાઢી અને પાછલા બંને પગપર ઉભું થઇ ગયું. સિંહે વિચાર કર્યો, કે "હું રાત દિવસ જંગલમાં ફરૂં છું, પણ અત્યાર સુધી મેં આવું પ્રાણી જોયું નથી. આ કેવું વિચિત્ર જાનવર છે?" સિંહને શિઆળના થએલા વિચિત્ર દેખાવથી બીક લાગી એટલામાં શિઆળે કહ્યું, કે "અરે વનકુકડી!" સ્ત્રીએ કહ્યું, કે "કહો, શું છે સર્વ જગતના વૈરી!" આટલું સાંભળતાંની સાથેજ સિંહના બંધ વછુટી ગયા. તેણે વિચાર્યું, કે "આ કોઇ બળવાન્ પ્રાણી જણાય છે." પછી તે ત્યાંથી નાસી છુટયો. એક વાંદરો ઝાડ ઉપર બેઠો હતો તેણે આ સઘળું જોયું હતું. તેણે સિંહની પાસે જઇને કહ્યું,

મહારાજ! એ તો શિઆળ છે. પાછલા પગ ઉપર ઉભું
થી એ એવું જણાતું હતું. આપ જલદી ચાલો નહિ
એ નાસી જશે" ઘણું સમજાવવાથી સિંહ કબુલ થયો.
કહ્યું, કે "તું આગળ ચાલે તો હું તારી પાછળ પા-
આવું." વાંદરો તો પહેલેથીજ જાણતો હતો, કે એ
શિઆળ છે, એટલે તેણે નિર્ભય થઇ આગળ ચાલવા
યું. શિઆળે જાણ્યું, કે આ વાંદરો જીવ લેવરાવવા
યો. પાછું તે પોતાનો મુદ્રાલેખ સંભારી પાછલા બંને
પર ઉભું થઇ ગયું. સિંહ પાસે આવ્યો એટલે તેણે
યું, કે "અલી વનકુકડી! તારાં બચ્ચાં કેમ રડે છે?"
એ ઉત્તર આપ્યો, કે "સર્વ જગતના વૈરી! મારાં બ-
ાંને સિંહ ખાવા જોઇએ છે, તેથી તે રડે છે." સિંહ
સાંભળીને છક થઇ ગયો અને તરતજ ત્યાંથી પલાયન
ગયો. વાંદરાને આ દશા જોઇ ઘણું હસવું આવ્યું. તે
ડો સિંહની પાછળ દોડયો અને પકડી પાડી કહેવા લા-
, કે "મહારાજ! આપ નકામા બી મરો છો. એ તો
ત્ર શિઆળજ છે. એની લુચ્ચાઇ વિષે તો આપે ઘણું
ભળ્યું હશે." વાંદરે ઘણું સમજાવ્યું ત્યારે સિંહે જવાનું
લ કીધું; પણ તેમાં એક શરત કરી હતી. એ શરત એવી
ી કે વાંદરે પોતાની પૂછડી સિંહની પૂછડી સાથે બાંધવી.
મ કરવાનું કારણ એ હતું કે સિંહને શંકા રહેતી હતી
વખતે વાંદરો ચપળ હોવાથી મને મોતના મોંમાં મૂકી

નાસી જાય. વાંદરાને કશો ભય હતો નહિ તેથી તેણે સિંહનું કહેવું સ્વીકાર્યું અને પોતાની પૂછડી તેની પૂછડી સાથે બાંધી પછી તે બંને ગુફા તરફ ચાલ્યા શિઆળે આ દૃશ્ય જોયું ત્યારે તે વિચારવા લાગ્યું, કે "હવે તો જરૂર પ્રાણ જશે. બચવાનો કોઇ ઉપાય નથી" પહેલાં તો તે ગભરાઇ ગયું પણ પાછું પોતાનો મુદ્રાલેખ સ્મરી પાછલા પગોપર ઉભું થઇ ગયું અને પૂછ્યું. કે "અલી વનકુકડી! આ બચ્ચાં કેમ રડે છે?" સ્ત્રીએ મોં ઠાવકું રાખીને ઉત્તર આપ્યો, કે "મેં વાંદરાને બે સિંહ લઇ જલદી આવવા કહ્યું હતું, પણ એક તો એ મોડો આવ્યો અને વળી એકજ સિંહ લાવ્યો છે, તેથી પેટ ભરીને ખાવાનું નહિ મળે એ વિચારથી તે રડે છે." આ સાંભળી સિંહ ગભરાયો. તેણે વિચાર્યું, કે "આ વાંદરો લુચ્ચો છે. મને મારી નખાવવાજ તે અહીં લાવ્યો છે." પછી તે વાંદરાની પુછડી છોડવા પણ ન રહયો અને એકદમ સપાટાબંધ દોડયો તેથી બિચારા વાંદરાની પૂછડી ઉખડી ગઇ. મનુષ્યે આપત્તિકાળમાં પણ ધૈર્ય છોડવું જોઇએ નહિ.

त्याज्यं न धैर्यं विधुरेऽपि काले<br>
धैर्यात् कदाचित् स्थितिमाप्नुयात्सः ।<br>
यथा समुद्रेऽपि पोतभंगे<br>
सांयात्रिको वाञ्छति तर्तुमेव ॥

ભાવાર્થ:—આપત્તિકાળમાં પણ ધૈર્યનો ત્યાગ કરવો ન જોઇએ, કારણ કે ધૈર્ય રાખવાથી સારી સ્થિતિ પ્રાપ્ત થવાનો સંભવ છે. જ્યારે વહાણ ભાંગે છે, અને ડૂબવાની તૈયારીમાં હોય છે, ત્યારે ઘણા જણ ગભરાઇ જાય છે; પરંતુ જો તેઓ ધૈર્ય રાખી તરવાનું કામ કરે તો વખતે બચી પણ જાય છે.

—:o:—

## રત્ન ૩૦ મું.

### ક્ષમા



એક બ્રાહ્મણ હતો તેનું નામ રામનાથ હતું. ત પૈસે ટકે અને બાળબચ્ચે ભરપુર હતો. તેની પાસે કેટલાક નીચ માણસો રહેતા હતા, તે તેની કીર્તિ જોઇને મનમાંને મનમાં બળ્યા કરતા હતા. લાગ ફાવે તો તે રામનાથને દુઃખ પહોંચાડવાનું ચૂકતા નહિ. તેઓ તેને અનેકવાર કડવાં વચન

કહેતા તથા તેના પર ગાળોની વૃષ્ટિ વરસાવતા. રામનાથ આ ગાળો સાંભળીને માત્ર એટલુંજ કહેતો કે:—

दददु दददु गालीर्गालिमन्तो भवन्तो
वयमपि तदभावाद् गालिदानेऽसमर्थाः ।
जगति विदितमेतद् दीयते विद्यमानं
न हि शशकविषाणं कोऽपि कस्मै ददाति ॥

ભાવાર્થ:—ભાંડો, ભાંડો ભાઇ, તમારી પાસે ગાળો છે તો ભાંડો. મારી પાસે નથી તેથી હું તો ભાંડવાને અસમર્થ છું. જગતમાં જે હોય તેજ આપી શકાય છે. સસલાનું શીંગડું કોઇ કોઇને આપી શકતું નથી.

પરંતુ પેલા દુષ્ટોનો તો સ્વભાવ પડી ગયો હતો કે તેને વિના કારણે પણ ગમે તે બહાનું કાઢી દુ:ખ દેવું. કહ્યું છે, કે:-

मधुना सिञ्चयेन्निम्बं निम्बः किं मधुरायते ।
जातिस्वभावदोषोऽयं कटुकत्वं न मुञ्चति ॥

ભાવાર્થ:—લીમડાને મધથી સિંચવામાં આવે તો પણ તે મીઠો થતો નથી. તેની સ્વભાવજન્ય કડવાશ જતી નથી.

આવી રીતે દુષ્ટ લોકોને ખરાબ સ્વભાવ પડી ગયો હોય તે પણ જતો નથી. પેલા માણસો પણ આવાજ હતા. તેમણે બે ચાર વાર રામનાથના ઘરમાંથી ચોરી કરાવી હતી.

ક્ષમાવાન્ પુરૂષોનો સ્વભાવ સમુદ્રના જેવો હોય છે. સમુ-દ્રમાં પહાડ આવીને પડે તોપણ તે ક્ષોભ પામતો નથી, તેવી રીતે ક્ષમાવાન પુરૂષને માથે દુઃખનો ડુંગર આવીને પડે તોપણ તે ધૈર્ય છોડતો નથી. વળી હાથીની પાછળ અનેક કુતરાં ભસે છે. તોપણ તે તેની દરકાર કરતો નથી, તેમ આવો માણુસ તેની અનેક માણુસો નિંદા કરે તેની જરા પણ દરકાર રાખતો નથી. આખરે પોતાનું પાપ પોતાને ખાય છે, એ નિયમ પ્રમાણે પેલા લોકો દરિદ્રતામાં આવી પડયા અને તેમને ભોજનના પણ સાંસા પડવા માંડયા. રામનાથ આ જોઇને પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો, કે "એ પોતાનો ટેક નથી છોડતા તો હું મારો ટેક કેમ છોડું !" આની સાથેજ તેને એક વાર્તા યાદ આવી. એક મહાત્મા હતા તે નદી કિનારે સ્નાન કરવા ગયા હતા. પ્રવા-હમાં એક વીંછી તણાતો હતો તે તરફ તેમની દષ્ટિ પડી. વીંછીને ઝાલીને બહાર કાઢવા ગયા એટલામાં તેણે હાથે ડંખ દીધો તેથી મહાત્માએ હાથ તરછોડયો અને તેથી વીંછી પાછો ફ્રીથી પાણીમાં પડયો. મહાત્માજી તેને ફરીથી કાઢવા ગયા, તે જોઇ પાસે ઉભેલા એક માણુસે કહ્યું, કે "એ ઝેરી જીવે આપને એકવાર ડંખ દીધો તોપણ ફરીથી તેને શા માટે ઉગારવાનો પ્રયત્ન કરો છો ?" મહાત્માએ કહ્યું, કે એ પોતાનો કરડવાનો ટેક નથી છોડતો તો હું મારો કાઢવાનો ટેક કેમ છોડું ! હું તેના કરતાં હલકો નથી." આટલું બો-

લીને તેમણે વીંછીને બહાર કાઢી જમીન ઉપર મૂકી દીધો. રામનાથનામાં પણ આ મહાત્માના ગુણ હતા. તેણે થોડા દિવસ સુધી પેલા લોકોનું ખાવાનું પુરૂં પાડયું અને તેમને થોડું થોડું ધન આપી ધંધે વળગાડી દીધા; પણ હજી સુધી એ દુષ્ટો પોતાનો સ્વભાવ ભૂલ્યા ન હતા. એક દિવસે રામનાથનો બાર વર્ષનો છોકરો રમતાં રમતાં ગામની બહાર નીકળી ગયો. પેલા લોકોએ એને મારી નાખી એના શરીર ઉપરથી ઘરેણાં ઉતારી લીધાં. રામનાથને આ સઘળી વાતની જાણ થઇ એટલે પેલા પાડોશીઓ આવીને તેની ક્ષમા માગવા લાગ્યા. તેને એક મહાત્માનું વચન યાદ આવ્યું, કેઃ-

**को हि तुलामधिरोहति शुचिना दुग्धेन सहजमधुरेण ।**
**तप्तं विकृतं मथितं तथापि यत्स्नेहमुद्गिरति ॥**

ભાવાર્થઃ—મીઠા અને ઉજળા દૂધની સાથે કોણ બરાબરી કરી શકે એવું છે? તેને તપાવીએ તો સુંદર માવો આપે છે, અને દહીં કરીને વલોવીએ તો સુંદર માખણ આપે છે.

રામનાથે પણ પેલા લોકોને માફી આપી. તે તો માનતો હતો, કેઃ--

**अतृणे पतितो वन्हिः स्वयमेवोपशाम्यति ।**
**क्षमाखड्गः करे यस्य दुर्जनः किं करिष्यति ॥**

ભાવાર્થ:—ઘાસ વગરની જગાએ પડેલો અગ્નિ પોતાની મેળેજ હોલવાઇ જાય છે. જેના હાથમાં ક્ષમારૂપ ખડગ છે, તેને દુર્જન શું કરી શકે ?

——:૦:——




## દમન.



એક દિવસે એક માણસ રાજા જનકની પાસે આવીને કહેવા લાગ્યો, કે "મહારાજ! આ ચંચળ મન મને દરરોજ પોતાની જાળમાં ફસાવે છે. હું ઘણુંએ કરૂં છું, તોપણ વશ રહેતું નથી." એ સાંભળી રાજા જનકે પાસે એક વૃક્ષ હતું તેને જોરથી પકડી લીધું અને કહેવા લાગ્યા, કે "જુઓને, આ વૃક્ષ મને છોડતું નથી. એ મને છોડે તો હું તમારા પ્રશ્નનો ઉત્તર આપું." પેલો માણસ બોલ્યો, "મહારાજ! આપ બ્રહ્મવિદ્યાને જાણવા છતાં આ શું બોલો છો? જડ જેવુ

વૃક્ષ આપને કેવી રીતે પકડી રાખે? આપેજ એને પકડી રાખ્યું છે, અને કહો છો, કે છોડી દે તો ઉત્તર આપું. આપ છોડી દો એટલે એની મેળે એ છૂટી જશે" પછીથી જનક રાજાએ કહ્યું, કે "મનનું પણ એમજ છે. એ તો બિચારૂં જડ જેવું છે. એ ચેતન આત્માને કેવી રીતે નચાવી શકે? જેવી રીતે મેં આ ઝાડને પકડી રાખ્યું છે, તેવીજ રીતે તમે મનને પકડી રાખ્યું છે. હું ઝાડને છોડી દઉં તો ઝાડ મને છોડી દે, તેમ તમે મનને છોડી દો તો મન તમને છોડી દે. જડ જેવા મનને સુમાર્ગે દોરવું કે કુમાર્ગે દોરવું એ તમારા હાથમાં છે.

ઘણા મનુષ્યો વિષયોને પોતાની જાતેજ વળગે છે, અને કહે છે, કે "વિષયો અમને મૂકતા નથી." મનુષ્યનું ખરૂં મનુષ્યત્વ વિષયોને ત્યાગવામાંજ રહેલું છે.



## રત્ન ૩૨ મું.

### મનનો સ્વભાવ.



એક સાધુ હતા તેમણે વગર પગારે કામ કરે એવા નોકરની શોધ કરવા માંડી. જેણે શોધ્યું તેને જડયું એ કહેવત પ્રમાણે એક નોકર તો મળ્યો; પરંતુ તેણે એવી શરત કરી, કે "મને હંમેશાં કામ સોંપ્યાજ કરવું, ઘડી વાર પણ નવરો મુકવો નહિ અને નવરો મુકો તો આપને માર્યા સિવાય છોડું નહિ." નોકર ઘેર આવ્યો, સાધુએ તેને કહ્યું, કે "મારે દિશાએ જવું છે, તેથી લોટામાં પાણી ભરી લાવ અને હું જઈને આવું ત્યાં સુધીમાં તુ કુવામાંથી પાણી કાઢી લાવ." પછી સાધુ દિશાએ ગયા અને નોકર પાણી ભરવા ગયો. દિશાએ જઇને આવ્યા પછી સાધુએ હાથપગ ધોવરાવવાનો હુકમ કર્યો તેથી નોકરે તે ધોવરાવ્યા પછી દાતણ માટે પાણી મંગાવ્યું અને સ્નાન માટે પાણી તેયાર કરી રાખવા

કહ્યું. સ્નાન કરીને લંગોટી ધોવાનું કહ્યું તે પણ ધોઇ નાખી. હવે બીજું કામ હતું નહિ તેથી સાધુ કંઇ બોલ્યા નહિ. નોકરે કહ્યું. કે "કામ બતાવો" સાધુએ કહ્યું, કે "હમણાં કામ નથી, તેથી જરા વિશ્રાન્તિ લે." આ સાંભળતાંની સાથેજ તેણે તો સાધુને પાસે એક લાકડી પડી હતી તેનાવડે બેચાર ફટકા લગાવી દીધા. બિચારા સાધુ રડતા રડતા બધું મુકી નાસવા લાગ્યા. નોકર પણ લાઠી લઈ પાછળ પડયો. થોડે દૂર ગયા એટલામાંજ એક મહાત્માનો સમાગમ થયો. તેમને પોતાનું સઘળું વૃત્તાન્ત કહી સંભળાવ્યું. મહાત્માએ કહ્યું, કે "એનો ઉપાય તો સહેલો છે, એક લાંબી મજબુત વળી મંગાવી ભોંયમાં દટાવી રાખજો, અને જ્યારે જ્યારે કામ ન હોય ત્યારે ત્યારે તેને ઉપર ચઢવા ઉતરવાનું કહેજો" સાધુએ નોકર લાઠી લઇને દોડતો આવતો હતો તેને કહયું, કે "જા, બજારમાંથી એક લાંબી મજબુત વળી લાવી તેને આપણા વાડામાં દાટી હું બીજું કામ બતાવું ત્યાંસુધી ઉપર ચઢવા ઉતરવાનું જારી રાખ" નોકરે તે પ્રમાણે કર્યું અને દશબારવાર ચઢયો ઉતર્યો એટલામાં તો થાકી ગયો. પછી તેણે કહયું, કે "સાધુ મહારાજ! માફ કરો. હવે મારાથી ચઢાતું નથી. હું હવેથી આપને નહિ સતાવું." આ રીતે એ નોકર ઠેકાણે આવ્યો.

આ જીવાત્મારૂપ સાધુને પણ એક વગર પગારનો મનોરૂપ નોકર મળ્યો છે. તેણે જીવાત્માની પાસે કરાર કરાવી

લીધો છે, કે તેને હુમેશાં કામ સોંપવું અને ઘડીવાર પણ નવરૂં બેસાડી રાખે તો માર મારે. કહેવત છે, કે 'નવરા નખોદ વાળે.' જો મનને સુમાર્ગે દોરવામાં ન આવે તો તે પોતાની મેળેજ કુમાર્ગે જાય છે. જ્યારે કામમાં રોકાએલું હોતું નથી ત્યારેજ તેને ખરાબ વિચાર સૂઝે છે. પેલા નોકરને વશ કરવાને વળીનો ઉપયોગ કરવામાં આવ્યો તેમ મનને વશ કરવાને પ્રાણાયામ કરવાની જરૂર છે. પ્રાણાયામ કરવાથી મન વશ રહી શકે છે, એની ચંચળતા ઓછી થાય છે.



## રત્ન ૩૩ મું.

### ચોરીનું ફળ.



એક બાળક હતો ને હમેશાં નિશાળે જતો હતો. એક દિવસે તે બીજા કોઈ નિશાળીઆની ચોપડી ચોરી લાવ્યો, અને તેની માને આપી. માએ તેને વેચીને પતાસાં લઇ આપ્યાં. છોકરો દિવસે દિવસે નિશાળમાંથી બીજી વસ્તુઓ પણ ચોરી લાવતાં શીખ્યો. તે મોટો થયો ત્યારે ચોરોનો સરદાર થઇ પડયો. એક દિવસે તે મોટી ચોરી કરતાં પકડાયો અને તેને ફાંસીની સજા ફરમાવવામાં આવી. આખા શહેરના લોકો તે જોવાને એકઠા થયા. તેની મા પણ રડતી રડતી આવી પહોંચી. ફાંસીએ ચઢતી વખતે છોકરે માતાની સાથે વાત કરવાની રજા માગી. રજા મળી એટલે તે પોતાની મા પાસે ગયો અને વાત કરવાને બહાને તેના કાન આગળ મોં લઇ જઇ કાન કરડી ખાધો. મા એકદમ ગભરાઇ ગઇ અને પોક મુકીને રડવા લાગી. આસપાસ ઉભેલા માણુસો એની આવી વર્તણુક જોઇને

દિંગ થઈ ગયા અને તેને ધિક્કારવા લાગ્યા. પછી તેણે બૂમ પાડીને કહ્યું, કે "ભાઈઓ ! તમે મને અત્યારે ધિક્કારો છો એ ખરી વાત છે, પરંતુ ખરી રીતે જોતાં આમાં મારો વાંક નથી. હું નિશાળે જતો હતો ત્યારે એક વખતે ચોપડી ચોરી લાવ્યો હતો, અને મારી માએ મને ઉત્તેજન આપ્યું હતું; તેથી ત્યાર પછીથી મને ચોરી કરવાની ટેવ પડી ગઈ છે, અને તેને લીધે હાલ મારા આવા બુરા હાલ થાય છે. મારો ક્રોધ ન શમ્યો તેથીજ મેં આવું ઘોર કૃત્ય કર્યું છે. મારી આપને બધાંને છેવટની ભલામણ એ છે, કે છોકરાંને નાનપણમાંથીજ ખરાબ ટેવોમાં પડતાં અટકાવજો." આટલું બોલી તે ફાંસીએ લટક્યો અને મરણશરણ થયો.

કુમળું ઝાડ જેમ વાળીએ તેમ વળે છે, માટે માબાપોએ બચપણથીજ છોકરાંને સારી ટેવો પાડતાં રહેવું. નાનપણમાં બુરી આદતો પડશે તો તેને મોટપણમાં નાબુદ કરતાં ઘણી મુશ્કેલી નડશે, માટે શરૂઆતથીજ ધ્યાન આપજો.

ચોરી ત્રણ પ્રકારની છે. કાયિક, માનસિક, અને આત્મિક. કાયિક ચોરી એટલે બીજાની ચીજ છાનીમાની ઉપાડી લાવી પોતાના ઉપયોગ માટે વાપરવી. માનસિક ચોરી એટલે મનમાં કપટ રાખીને ઉંધુંચ-તું સમજાવવું. આત્મિક ચોરી એટલે પરમાત્માની ભક્તિ કરવામાં આળસ કરવી. એ ત્રણે પ્રકારની ચોરીને માટે જુદી જુદી સજા ભોગવવી પડે છે.

સરકાર તો ઘણું ખરૂં કાયિક ચોરીને માટેજ દંડ આપે છે, પરંતુ પરમાત્મા તો ત્રણે પ્રકારની ચોરીને માટે સજા કર્યા વગર રહેતો નથી. દરેક માણસે આ ત્રણે પ્રકારની ચોરીથી દૂર રહેવાનો પ્રયત્ન કરવો જોઇએ.

—:o:—

## રત્ન ૩૪ મું.

### સ્વચ્છતા.



એક ગામમાં બે ભાઈ જુદા જુદા રહેતા હતા. તેમાંનો એક ભાઇ બહારની અને અંદરની શુદ્ધિ સારા પ્રકારે રાખતો હતો. તે સારી રીતે દાતણ, સ્નાન, ઇત્યાદિ કરતો અને સ્વચ્છ વસ્ત્ર પહેરતો. ઘરમાંની બેસવા ઉઠવાની જગા ઘણી સાફ રાખતો. અંદરની શુદ્ધિમાં તે જેવું મનમાં હોય તેવુંજ બોલતો અને બોલ્યા પ્રમાણે આચરતો. આ કારણોથી તેની બુદ્ધિ તીવ્ર બની હતી અને કઠણમાં કઠણ વિષય પણ

તે સહેલાઈથી સમજી શકતો. મોટા મોટા વિદ્વાનોમાં પણ તેને સારૂં માન મળતું હતું. જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં સર્વ કોઇ આવકાર આપતું બીજો ભાઈ ધનાઢય થયો હતો પરંતુ અત્યંત મલિન રહેતો હતો. દાતણ કે સ્નાન સારી રીતે કરતોજ નહિ. તેના મોંમાંથી ખરાબ વાસ નીકળતી અને શરીર ઉપર ઘણોજ મેલ ચોંટી રહેતો. વસ્ત્ર પણ મેલાં તથા ફાટેલાં પહેરતો. તેની આસપાસ માખીઓ બણબણાટ કરી મૂકતી. વળી તે કપટનું પુતળું હતો. બોલતો કંઇક અને કરતો કંઇક. આથી તેના ઉપર કોઇનો વિશ્વાસ હતો નહિ. તેને ઘણાખરા ધિક્કારની દ્રષ્ટિથીજ જોતા. બુધ્ધિમાં તો તે ઢ હતો. તેની ખરાબ વર્તણુંકથી આખરે લોકોએ તેની સાથેનો સર્વ વ્યવહાર બંધ કરી દીધો, તેથી તેને જીવ્યો ત્યાંસુધી ઘણું દુઃખ પડયું. પેલો બીજો ભાઇ જીવ્યો ત્યાં સુધી પોતાની સારી વર્તણુકથી સુખ ભોગવી ગયો. તે એક દિવસે રાજાના દરબારમાં જઇ ચઢયો. તેનો બુદ્ધિપ્રભાવ જોઇને રાજા પ્રસન્ન થયો અને તેને તરતજ પોતાની નોકરીમાં રાખી લીધો. તે ચઢતાં ચઢતાં પ્રધાનપદ સુધી પહોંચ્યો. નોકરીમાંથી વાનપ્રસ્થ થયા પછી મોક્ષની સિાધ્ધમાં ગુંથાયો અને રાતદિવસ તેમાંજ તલ્લીન રહેવા લાગ્યો. આ રીતે તે પોતાના આત્માનું કલ્યાણ કરી ગયો.

આ એક સાધારણ વાર્તાજ છે, પરંતુ તેમાંથી ઘણો સાર લેવાનો છે. જે માણુસ **मनस्येकं वचस्येकं कर्मण्येकं**-મન,

વચન, અને કર્મમાં એકતા રાખે છે, તે આત્માનું કલ્યાણ કરી જાય છે.

—:o:—

## રત્ન ૩૫ મું.

### ગુરૂ નાનક.



રૂ નાનકના નામથી હિંદુ અને મુસલમાન બંને પરિચિત છે. તે શીખ ધર્મના પ્રવર્તક હતા. એક વખત તે ફરતા ફરતા એક ગામમાં આવી પહોંચ્યા. તેમની સાથે દશબાર શિષ્યો પણ હતા. ગામના લોકોએ જ્યારે જાણ્યું કે ગુરૂ નાનક પોતાના ગામના પાદરે આવ્યા છે, ત્યારે ઘણા જણ તેમના દર્શન કરવાને ગયા. એક શેઠીઓ ધોએલાં કડકડતાં વસ્ત્ર પહેરીને ગુરૂજીને પોતાને ઘેર જમવાનું આમંત્રણ આપવા ગયો.



'દૂધના દૂધમાં અને પાણીના પાણીમાં'

(પૃષ્ઠ ૧૧૪).

Krishna Press, Bombay 2

તેણે પાસે જઈને કહ્યું, કે "મહારાજ! આપ તથા આપના શિષ્યો આ રંક સેવકને ત્યાં આવી ઘર પાવન કરશો એવી મારી નમ્ર વિનંતિ છે." ગુરૂજીએ કંઈ ઉત્તર આપ્યો નહિ. તેના મુખ પરથી એ એનું અંતઃકરણ જાણી ગયા હતા. એટલામાં બીજો શેઠીઓ સ્વચ્છ વસ્ત્રો પહેરીને આવ્યો. તેણે પણ જમવાનું આમંત્રણ આપ્યું. ગુરૂજીએ તેનું નિમંત્રણ સ્વીકાર્યું. આ જોઇ પહેલાં આવેલો શેઠ એકાએક બોલી ઉઠયો. કે "મહારાજ! મેં શું કર્યું છે કે આપે મારૂં નિમંત્રણ ન સ્વીકારતાં આનું સ્વીકાર્યું?" ગુરૂ નાનક તે વખતે પણ ઉત્તર રૂપે કંઇ બોલ્યા નહિ પણ એટલુંજ કહ્યું, કે "જાઓ, બન્ને જણ પોત–પોતાને ઘેરથી બબ્બે રોટલી લઇ આવો. પછીથી તમને કારણ જણાવીશ." બન્ને શેઠીઆ ઘેર પહોંચ્યા અને સરસ રોટલી બનાવરાવી સારી રીતે ઘી ચોપડીને લાવ્યા. ગુરૂજીએ જમણા હાથમાં જેનું આમંત્રણ સ્વીકાર્યું હતું તેની અને ડાબા હાથમાં જેનું આમંત્રણ સ્વીકાર્યું ન હતું તેની રોટલીઓ લીધી. જમણા હાથમાંની રોટલીને દાબીને નિચોવી તો દૂધ નીકળ્યું અને ડાબા હાથમાંનીને નિચોવી તો લોહી નીકળ્યું. આસપાસ ઉભેલા લોકો આ દેખાવ જોઇને ચકિત થયા. પછી ગુરૂજીએ કહ્યું, કે "જે શેઠ પહેલા આવ્યા હતા તેમની કમાણીમાં પ્રામાણિકપણું બીલકુલ જોવામાં આવતું નથી. તેમણે અવશ્ય ગરીબ લોકોનાં ગળાં કાપીને પૈસો ભેગો કરેલો હોવો જોઇએ. આથી હું તેમનું નિમંત્રણ

સ્વીકારી શકતો નથી. હરામના પૈસાથી દાન કરવામાં આવે તો તે પણ નિષ્ફળ જાય છે, અને દાન લેનારો દૂષિત થાય છે. ગમે તેટલું પુણ્યદાન કરો પણ જો તમારી કમાણી હરામની હશે, ગરીબોને રિબાવી રિબાવી પૈસા એકઠા કર્યા હશે, કે વેપારમાં પ્રામાણિકપણું વેચીને ધન એકઠું કર્યું હશે તો છેવટે 'દૂધના દૂધમાં અને પાણીના પાણીમાં' જશે. હવે આ શેઠીઆની રોટલીમાંથી લોહી નીકળ્યું તેનું કારણ સમજાઇ ગયું હશે. આ બીજા શેઠની રોટલીમાંથી દૂધ નીકળ્યું તે ઉપરથી સ્પષ્ટ રીતે સમજાય છે, કે તે પ્રામાણિક છે. એની અંદર માનસિક પવિત્રતા છે. આ આ લોક તથા પરલોકને જાણે છે, અને પેલો તો કેવળ ગમે તે રીતે માત્ર પૈસા એકઠા કરી જાણે છે. બન્નેની મુખાકૃતિમાંજ કેટલો ફેર જણાય છે. आकृतिर्गुणान् कथयति—આકૃતિ ઉપરથી ગુણ સમજાય છે, એ કથનની સત્યતાને માટે આ બે શેઠનાં ઉદાહરણ બસ છે." પછી ગુરૂજી જેનું આમંત્રણ સ્વીકાર્યું હતું તે શેઠીઆને ત્યાં ગયા અને પોતે તથા પોતાના શિષ્યો આનંદપૂર્વક જમ્યા.






## નમ્રતા.




હારાણી વિકટોરિઆનું નામ હરેક હિંદી જાણે છે. તેમનું દિલ કેટલું ઉદાર હતું તે તેમના ઈ સ. ૧૮૫૮ ના ઢંઢેરા ઉપરથી જણાય છે. એક વખતે તે કંઇ કામ હોવાથી બહાર ગયાં હતાં, તે વખતે તેમના પતિ શયનગૃહનાં દ્વાર વાસીને અંદર સુઇ ગયા હતા. થોડી વાર પછી મહારાણી આવી પહોંચ્યાં અને દ્વાર ખખડાવવા લાગ્યાં. અંદરથી પૂછયુ 'કોણ'? મહારાણીએ કહ્યું, કે "હું, ઇંગ્લૅન્ડની મહારાણી વિકટોરિઆ.'' પતિએ વિચાર્યું, કે "રાણીને જરા અભિમાન ચઢી ગયું છે, તેથી હમણાં દ્વાર ઉઘાડવાં નહિ." મહારાણીને જરા ખોટું લાગ્યું તેથી તે ચાલ્યાં ગયાં પણ થોડી વાર પછી અભિમાન ઉતર્યું એટલે પાછાં આવી દ્વાર ખખડાવવા લાગ્યાં. અંદરથી પૂછયું, કે 'કોણ'? મહારાણીએ ઉત્તર આપ્યો, કે "એતો હું આપની દાસી અને ધર્મપત્ની.'' પતિ સમજ્યા કે હવે એને અભિમાનનો નિશો ચઢયો હતો તે ઉતરી ગયો છે અને નમ્રતા આવી છે, તેથી દ્વાર ખુલ્લાં કર્યાં. નમ્રતા એ અમોઘ શસ્ત્ર છે. તેના વડે શત્રુને પણ સહેલાઇથી જીતી શકાય છે.




## આવડત થોડી ને હાંસ ઘણી.




ક મીઆં હતા, તે સાધારણ કડીઆનું કામ જાણતા હતા, પણ શેખી તો એટલી મારતા કે જાણે આકાશ પણ તેમની વાતોથી ઢંકાઇ જાય. એક દિવસે ચોમાસામાં મકાનમાં ફાટ પડી હતી તેમાં પાણી ઉતરવા માંડયું એટલે બીબીએ કહ્યું, કે "આટલી ફાટ પુરીદો તો પાણી ઉતરતું બંધ પડે." મીઆંએ કહ્યું કે "હમણાં પુરસદ નથી. થોડી વાર પછી પુરીશું." એટલામાં બહારથી તેડું આવ્યું તેથી મીઆંભાઇ પોતાનાં ઓજાર લઇ જવા નીકળ્યા. બીબીએ વિચાર્યું, કે "ઘરની ફાટ તો પુરાતી નથી અને બહારની ફાટો કેવી રીતે પુરે છે તે તો જોઇ આવું." તે પણ છાની-માની પાછળ પાછળ નીકળી. મીઆંભાઇ તો જે માણસ બોલાવી ગયો હતો તેના ઘરની ફાટ પુરવા બેસી ગયા અને પુરતાં પુરતાં બોલવા લાગ્યા, કે "આમાં તે શું પુર-વાનું છે? આકાશ કે પાતાલમાં ફાટ પડી હોય તો પણ હું તો પુરી આપું." આ સાંભળીને બીબીથી રહેવાયું નહિ તેથી તે સંતાઇ હતી ત્યાંથી એકાએક નીકળીને બોલવા

લાગી, કે "અહીં તો આકાશ અને પાતાળની ફાટ પુરવાની વાત કરો છો, અને ઘરની એક નાનકડી ફાટ તો પુરાતી નથી. ઘરની નાની ફાટ પુરાતી નથી તો આકાશ પાતાલની ફાટ તમે કેવી રીતે પુરવાના હતા"? આ સાંભળી મીઆંભાઇ બોલતા ચૂપ થઇ ગયા અને ધીમે ધીમે શેખી મારવાનું કમી કરતા ગયા.

પ્રથમ પોતાના દોષો દૂર કરવા જોઇએ. પછી બીજાના દોષો સુધારવા તરફ લક્ષ આપવું જોઇએ. પોતાના દોષો સુધાર્યા સિવાય ઉપદેશની અસર થતી નથી. परोपदेशे पाण्डित्यं सर्वषां सुकरं नृणाम्—બીજાને ઉપદેશ દેતી વેળાએ પાંડિત્ય દર્શાવવું, એ બધા માણસોને માટે સહેલું છે. સજ્જન તો કેવળ બોલીનેજ ઉપદેશ આપતો નથી પણ સાથે સાથે પોતાની વર્તણુક પણ એવી રાખે છે, કે તે ઉપરથી પણ બોધ લેવાનો મળે.



## રત્ન ૩૮ મું.

### છજ્જુ ભક્ત.

પંજાબના લાહોર શહેરમાં છજ્જુ નામના એક મહાન્ ભક્ત થઇ ગયા. અદ્યાપિ તેમનું નામ આખા પંજાબમાં મશહુર છે. એક દિવસે એક બાઇ પોતાના બાર વર્ષના છોકરાને લઇ ભક્તજીની પાસે આવીને કહેવા લાગી, કે "મહારાજ! આ છોકરો ખાંડ બહુ ખાય છે. આપ એને શિખામણ આપી ખાંડ ખાતો બંધ કરો તો મોટો ઉપકાર. જો એ બંધ નહિ પડે તો એનું શરીર બગડશે એની મને રાત દિવસ ચિંતા થયાં કરે છે." ભક્તજીએ કહ્યું, કે "આજે સોમવાર છે, તમે આવતે સોમવારે ફરીથી છોકરાને લઇને આવજો હું તેને શિખામણ આપીશ." સ્ત્રીએ કહ્યું, કે "મહારાજ! હમણાંજ ઉપદેશ આપો તો સારું. મારે પાછો ફરીથી ફેરો ખાવો પડશે." ભક્તજી કંઇ બોલ્યા નહિ એટલે પેલી બાઇ છાનીમાની ચાલી ગઇ. બીજે સોમવારે તે પોતાના છોકરાને લઇને પાછી આવી લોકોને વિશ્વાસ હતો કે છજ્જુ ભક્ત કહે છે, તેની આબાદ અસર થાય છે. તે પહેલી વખતે મૂક એટલા માટે રહ્યા હતા કે પોતે પણ

સાધારણ રીતે કોઇ કોઇ પ્રસંગે ખાંડ ખાતા હતા. હું ખાંડ ખાઉં છું, અને બીજાને ઉપદેશ આપીશ તો તેની અસર થશે નહિ. એ વિચારથી પહેલી વખતે તેમણે કંઇ કહ્યું હતું નહિ. એક અઠવાડીઆની અંદર તેમણે ખાંડ ખાવાની છોડી દીધી. પછીથી પેલી બાઇ આવી હતી તેના છોકરાને ઉપદેશ આપ્યો, કે "બેટા! ખાંડ બહુ ન ખાઇએ. બહુ ખાઇએ તો શરીર કંતાઇને પાતળું થાય અને પેટમાં નાના નાના કૃમિ પડે" છોકરાને આ ઉપદેશની એવી તો સચોટ અસર થઇ કે તેણે તેજ દિવસથી ખાંડ ખાવાની છોડી દીધી



## રત્ન ૩૯ મું.

—:o:-—

## છજ્જુ ભક્તનું પ્રામાણિકપણું



છલી વાર્તામાં આપણે જાણી ગયા છીએ, કે છજ્જુ ભક્ત ઉપર લોકોનો પુષ્કળ વિશ્વાસ બેઠો હતો. જ્યારે લોકો કંઇ કામને વાસ્તે થોડા ઘણા દિવસ પરગામ

જતા ત્યારે પોતાના પૈસાની થેલીઓ ભક્તજીને ત્યાં મૂકી જતા. લોકો જ્યાં કોથળી મૂકતા ત્યાંને ત્યાંજ તે પડી રહેતી. કેટલીક કોથળીઓ તો આવી રીતે વીસ વીસ વર્ષ સુધી પડી રહી હતી પણ તેમાંથી એક પાઇ પણ ઓછી થઇ ન હતી કોઇને જરા પણ સંશય ન હતો કે મારા રૂપીઆ જશે. એક દિવસે એક પઠાણને ત્રણ ચાર વર્ષ માટે બહાર જવું હતું. તેની પાસે હજાર રૂપીઆની થેલી હતી, તે મૂકવા આવ્યો. તેણે કહ્યું, કે "મહારાજ મારે ત્રણ ચાર વર્ષ માટે પરદેશ જવું છે. મહેરબાની કરી હું આવું ત્યાંસુધી આટલી કોથળી રાખો." ભક્તજીએ ઉત્તર આપ્યો, કે "વારૂ, પેલી પેટીમાં મૂકી જાઓ" પણ પઠાણ તો ભક્તજી પેટીમાં મૂકશે એમ ધારી જમીન ઉપર મૂકી ચાલતો થયો. છજ્જુ ભક્ત સાંજે બહાર ફરવા ગયા ત્યારે તેમની સ્ત્રીએ કોથળી રસ્તા વચ્ચે પડી હતી, તેથી તેને લઇને એક જુદી પેટીમાં મૂકી રાખી. સ્ત્રી પણ તેમના જેવીજ પવિત્ર હતી. ચાર વર્ષ પછી પઠાણ પાછો આવ્યો અને કહેવા લાગ્યો, કે "મહારાજ! મેં આપને થેલી રાખવાને આપી છે, તે પાછી આપો" ભક્તજીએ સાધારણ રીતે કહ્યું, કે "જુઓ, તમે પેલી પેટીમાં મૂકી હતી ત્યાંથી લઈ લો અને રૂપીઆ ગણી લેજો." પઠાણે પેટી ઉઘાડીને જોયું તો તેમાં કંઇ જણાયું નહિ. થેલી બીજી પેટીમાં હતી. તેમની ધર્મપત્ની આ વખતે બહાર ગયાં હતાં, અને તે જાણતા ન હતા કે ફલાણી પેટીમાં થેલી છે. પઠાણ તો ક્રોધે

ભરાયો અને કંઇનું કંઇ બકવા લાગ્યો. બજારમાં થઇને મોટેથી બોલતો બોલતો ચાલ્યો, કે "છજ્જુએ મારા રૂપીઆ લઇ લીધા. એ તો ઘણો ખરાબ માણસ જણાય છે." વળી સાથે સાથે કેટલીક ગાળો પણ દીધી. એટલામાં સ્ત્રી ઘેર આવી તેણે કોઇના મોંએથી સાંભળ્યું કે પઠાણ ભક્તજીને રૂપીઆને માટે ગાળો ભાંડે છે. તેણે પોતાના પતિને કહ્યું, કે "પ્રાણનાથ! થેલી તો મેં ઠેકાણે મૂકી હતી." પછી ભક્તજીએ પઠાણને બોલાવ્યો અને પેટીમાંથી થેલી કાઢી આપી દીધી. પઠાણ વખાણ કરતો કરતો ચાલ્યો ગયો. લોકોનો વિશ્વાસ સહેજ શિથિલ થયો હતો પણ આ સાંભળીને પાછો વધારે દૃઢ થયો. સજ્જન થોડા વખતને માટે કદાચ દૂષિત ગણાય પણ પાછળથી તેની સજ્જનતા પ્રગટ થાય છે. સૂર્ય કદાચ વાદળાથી ઢંકાય અને થોડા વખતને માટે પ્રકાશતો બંધ થાય પણ પાછળથી વાદળાં ખસી જાય છે, ત્યારે પાછો પહેલાંના જેટલાજ તેજથી પ્રકાશે છે.



## રત્ન ૪૦ મું.

:o:

### ભણ્યા પણ ગણ્યા નહિ.




ક ગામમાં બે ભાઇ રહેતા હતા. મોટો ભાઇ થોડું ભણ્યો હતો પણ વ્યાવહારિક જ્ઞાનમાં ચાલાક હતો.

નાનો ભાઇ જરા વધારે ભણ્યો હતો પણ વ્યાવહારિક જ્ઞાનમાં ઢ હતો. મોટા ભાઇની વહુ ઉમરે પહોંચી હતી, તેથી તેને સાસરેથી તેડી લાવવાની હતી. મોટા ભાઇને કંઇ ખાસ કામ આવી પડવાથી તેણે નાના ભાઇને તેડવા મોકલ્યો. જતી વખતે તેણે કહ્યું, કે "વિવેક રાખીને વાતચીત કરજે. હા કહેવાની હોય ત્યાં હા કહેજે અને ના કહેવાની હોય ત્યાં ના કહેજે." નાના ભાઇએ કહ્યું, કે "શું હું એટલો મૂર્ખ છું, કે હા નાનો પણ વિચાર ન કરૂં ? મોટા ભાઇએ કહ્યું કે "ભાઇ, તું ભણ્યો છે એટલે બધું સમજે તો છે, પણ, મોટા ભાઇ તરીકે તને સમજાવવું એ મારૂં કર્તવ્ય છે, તેથી કહું છું." નાનાએ તો હા ના ગોખી લીધાં અને નિશ્ચય કરી લીધો કે પહેલાં હા કહેવી અને પછી ના કહેવી. તે ચાલી નીકળ્યો અને મોટા ભાઇની સાસરીમાં આવી પહોંચ્યો. સસરા ઘેર બેઠા હતા તેમણે પૂછ્યું, કે "કેમ, તમારા ગામમાં સર્વે કુશળ છેને?" ઉત્તર આપ્યો, કે "હા." સસરાએ ફરીથી પૂછ્યું, "તમારા મોટા ભાઇ કુશળ છેને?" જવાબ મળ્યો, કે "ના." કંઇ તાવ આવે છે?" "હા" મટી જાય એમ તો લાગે છેને? "ના" ન મટે એટલા માંદા થઇ ગયા છે?" "હા." પણ હાલ તો જીવ છેને"? "ના." આ છેલ્લો ઉત્તર સાંભળતાંજ બધાં રડવા લાગ્યાં. બધાંને રડતાં જોઇ પોતે પણ રડવા મંડી ગયો. સસરાએ જાણ્યું કે પોતાનો જમાઇ મરી ગયો છે. પ્રાતઃકાળ થતાંજ તેણે કહ્યું, કે "મારી ભાભીને મોકલવાને તૈયારી કરી દો."

ઘરનાં માણસોએ જવાબ આપ્યો, કે "બે ચાર દિવસ એ અહીં ચુડીઓ પહેરીને છો રહેતી, પછી આખરે તો મોકલવાનીજ છેને! હમણાં રાંડી છે, તેથી તરત નહિ મોકલીએ." નાનો ભાઇ આવો જવાબ સાંભળીને ઘેર આવ્યો. ઘેર આવતાંજ મોટા ભાઇએ પૂછયું, કે "કેમ, તારી ભાભીને ન મોકલી"? નાના ભાઇએ ગંભીરતાપૂર્વક જવાબ આપ્યો, કે "તે તો રાંડી છે, તેથી તરત ન મોકલી. થોડા દિવસ પછી મોકલવાનું કહ્યું છે." મોટા ભાઇએ કહ્યું, કે "તું આ શું બોલે છે? બોલે છે તેનો જરા વિચાર તો કર. હજી હું જીવતો બેઠો છું અને તારી ભાભી કેવી રીતે રાંડે?" નાના ભાઇએ કહ્યું, કે "શું તમે જીવતા છો એટલે કોઇ રાંડેજ નહિ? ત્યાં બધાં રડતાં હતાં એ ખોટું? તમે જીવતા હતા અને દાદી રાંડયાં, માસી રાંડયાં, અને બેન પણ રાંડી તો મારી ભાભી કેમ ન રાંડે?" મોટા ભાઇએ કહ્યું કે "તેં ત્યાં જઇ શું કહ્યું હતું?" નાના ભાઇએ ઉત્તરમાં અથથી ઇતિ સુધી બનેલી વાર્તા કહી સંભળાવી. તેણે વિચાર્યું કે આ તો કેવળ ભણ્યો છે, પણ ગણ્યો નથી. પછી તે સાસરીમાં ગયો એટલે બધાંને શાન્તિ વળી, અને થોડા દિવસ રહીને પોતાની પત્નીને તેડી લાવ્યો.

કેવળ ગોખણપટ્ટી નકામી છે. સંસારમાં રહેવાનું છે, તેથી વ્યાવહારિક જ્ઞાન પણ મેળવવું જોઇએ.






—:૦:—

## વિદ્યા.




ક ખેડુતને એક બુદ્ધિમાન્ છોકરો હતો. તે હમેશાં નિશાળે જતો હતો. તેનો બાપ ગરીબ હતો તેથી તેને ચોપડી કે સ્લેટ પણ મળતી નહિ. કોઇની ભાગેલી સ્લેટના કકડા વડે કે કોઇની ફાટેલી ચોપડી વડે તે ચલાવી લેતો. બિચારાને કલમ અને ખડીઓ પણ મળતાં નહિ તેથી બીજા છોકરાનાં માગીને ચલાવવું પડતું. ઘેર ખાવાનું પણ પુરૂં મળતું નહિ તેથી શરીરે દુબળો રહેતો; પણ ભણવાનું વ્યસન એટલું લાગ્યું હતું કે તે સૌથી પહેલો રહેતો. એની દશા જોઇને શિક્ષકોને દયા આવી તેથી તેમણે પરસ્પર મળી તેના ભોજન, ચોપડીઓ, વગેરેની વ્યવસ્થા કરી.

પોતાના સહાધ્યાયીઓ સાથે મળતાવડો રહેતો તેથી તેને કોઇ ખડીઓ, તો કોઇ કલમ અને કોઇ ચોપડી આપતું. નિશાળમાંથી ઘેર આવ્યા પછી પણ તે વાંચતો ગરિબાઈને લીધે તેલ મળતું નહિ તેથી આગીઆ વીણીને ટોપીમાં એકઠા કરતો અને તેના અજવાળા વડે વાંચતો અજવાળીઉં હોય ત્યારે ચંદ્રના પ્રકાશમાં વાંચતો. વિદ્યાને માટે કેટલો પ્રેમ કહેવાય! તેના અધ્યયનકાળમાં તેને સરકાર તરફથી અને પરીક્ષકો તરફથી એનેક પ્રશંસાપત્રો અને ઇનામો મળ્યાં હતાં. તે ભણી ગણીને મોટો થયો ત્યાર પછી તેની વિદ્વત્તા જોઈ એક રાજાએ તેને પ્રધાનપદે નીમ્યો. ખરેખર, સરસ્વતી દેવી! તારી મહિમા અપાર છે! તું રંકને રાય અને મૂર્ખને મહાજ્ઞાની બનાવે છે. ભર્તૃહરિ મહારાજ સત્યજ કહે છે, કે:-

"विद्या नाम नरस्य रूपमधिकं प्रच्छन्नगुप्तं धनम्।
विद्या भोगकरी यशः सुखकरी विद्या गुरूणां गुरुः॥
विद्या बंधुजनो विदेशगमने विद्या परं दैवतम्।
विद्या राजसु पूजिता न तु धनं विद्याविहीनः पशुः॥"

ભાવાર્થ:—"વિદ્યા માણસના રૂપને ખીલવે છે, અને ઢંકાએલું ગુપ્ત ધન છે. વિદ્યા ભોગ કરાવે છે, અને યશની વૃદ્ધિ કરે છે વળી તે ગુરૂઓનો પણ ગુરૂ છે. તે પરદેશમાં બંધુની ગરજ સારે છે. બીજું, તે એક દેવતા સમાન છે. રાજાઓ પણ ધનને ન પૂજતાં વિદ્યાને પૂજે છે. વિદ્યા વગરનો માણસ પશુ સમાન છે."




## ચાર મૂર્ખ પંડિત.




ર બ્રાહ્મણો કાશીએ ભણવા ગયા અને વેદ વેદાંગનો સંપૂર્ણ અભ્યાસ કરી સમાવર્તન સંસ્કાર કરાવી ઘેર આવવા નીકળ્યા. પુસ્તકમાંજ રાત દિવસ માથું રાખ્યા કરવાથી તેઓએ કેવળ અક્ષર જ્ઞાનજ મેળવ્યું હતું. વ્યવહારથી તેઓ તદન અજાણ્યા હતા. શુભ મુહૂર્ત જોઇને તેઓએ પ્રયાણ કર્યું. દશ બાર ગાઉ ગયા એટલામાં ચાર રસ્તા આવ્યા. કયે રસ્તે જવું એ એક ગંભીર પ્રશ્ન થઇ પડયો. તેઓ વિચારમાં ને વિચારમાંજ થોડી વાર સુધી ત્યાંજ બેસી રહ્યા. એટલામાં દક્ષિણ તરફને રસ્તે થઇને કેટલાક વાણીઆ શબ લઇને જતા જણાયા. એક પંડિતે જઇને તેમને પૂછયું, કે "તમે કોણ છો?" ઉત્તર મળ્યો, કે "મહાજન." 'મહાજન' શબ્દ સાંભળતાંની સાથેજ તેને યાદ આવ્યું કે **महाजनो येन गतः स पन्था**—જ્યાં થઇને મહાજન જતા હોય તેજ ખરો રસ્તો હોવો જોઇએ. તેણે બીજા પંડિતોને કહ્યું, કે "ભાઇઓ આજ રસ્તો ખરો છે, કારણ કે પેલા

જાય છે, તે મહાજન છે.'' બધાએ વાણીઆઓની પાછળ પાછળ ચાલવા માંડયું અને તે શ્મશાનમાં ગયા. વાણીઆ શબને બાળ્યા પછી ઘેર ગયા પણ પેલા પંડિતો તો ત્યાંજ બેસી રહ્યા. તે શ્મશાનમાં એક ગધેડું ચરવાને આવેલું હતું તે ઉભું હતું. હવે ત્યાં ચાર પંડિત અને ગર્દભ સિવાય બીજું કોઇ હતું નહિ. તેમણે વિચાર કર્યો, કે ''વાણીઆ તો આપણને મૂકીને ચાલ્યા ગયા પણ આ ગધેડું જતું નથી, તેથી તેની સાથે આપણો કંઇક સંબંધ હોવો જોઇએ. એટલામાં એક પંડિતને યાદ આવ્યું કેઃ—

उत्सवे व्यसने चैव दुर्भिक्षे शत्रुविग्रहे ।
राजद्वारे श्मशाने च यस्तिष्ठति स बान्धवः ॥

ભાવાર્થઃ—સુખમાં કે દુઃખમાં, દુકાળમાં અને શત્રુ સાથેના વિગ્રહમાં, અને રાજદરબારમાં અને શ્મશાનમાં જે સાથે ઉભો રહે તે બાંધવ કહેવાય છે. આ ગધેડું શ્મશાનમાં આપણી સાથે ઉભું છે તેથી આપણો બંધુ છે, એમ કહી ચારે જણ તેને ભેટી પડયા. એટલામાં સામેથી એક ઉંટ દોડતું દોડતું આવતું જણાયું. તેઓ વિચારવા લાગ્યા, કે ''આની ગતિ આટલી ઉતાવળી કેમ છે?'' धर्मस्य त्वरिता गतिः—ધર્મની ગતિ ઉતાવળી હોય છે, એ વાકય એક પંડિતને યાદ આવ્યું, અને તેણે તે બધાંને સમજાવ્યું. ઉંટને ધર્મમાની બધા તેને વળગી પડયા. થોડીવાર પછી એક પંડિતને इष्टं धर्मे नियोजयेत्-ઇષ્ટને

ધર્મની સાથે જોડવું જોઇએ, એ વાકય સ્ફુરી આવ્યું. અહીં ગર્દભરાજ સિવાય તેમનું બીજુ કોઇ ઇષ્ટ હતું નહિ તેથી તેને પકડીને ઉંટના પૂછડાની સાથે તેનું પૂછડું પાણી કાઢવાની સુતરની દોરી હતી તે વડે સજ્જડ બાંધી લીધું અને પોતે ત્યાંથી આગળ ચાલવા લાગ્યા.

ભણ્યા પણ ગણ્યા નહિ તે આનું નામ. વિદ્યાની સાથે વ્યાવહારિકજ્ઞાન પણ લેવું જોઇએ. કેવળ અક્ષરજ્ઞાન તો નકામુંજ છે



## રત્ન ૪૩ મું.



## ન્યૂટનની બિલાડીઓ





ર આઇઝેક ન્યૂટનનું નામ આખી દુનીઆમાં પ્રખ્યાતછે. તેમને બિલાડી પાળવાનો ઘણો શોખ હતો. તેમણે

એક મોટી બિલાડી પાળી હતી અને તેને એક બચ્ચું હતું. બચ્ચું પણ જરા મોટું થયું હતું. બંને બિલાડીઓ દિવસે આમથી તેમ ફરતી અને રાતે ન્યુટનના ખાટલા નીચે સૂઇ રહેતી. બિલાડીઓ રાતે મોડી આવતી હતી, તેથી ન્યુટન સાહેબને બારણાં ખાલી વાસીને સુઇ જવું પડતું. દરરોજ બિલાડીઓ બહારથી આવીને માથા વડે બારણું ઉઘાડી ઓરડામાં દાખલ થઇ જતી, પણ અંદર ગયા પછી બારણું બંધ કરી શકાતું નહિ. બિલાડીઓ જોર કરીને બંધ કરી દેતી પણ પાછું તે પ્રત્યાઘાત થવાથી ઉઘડી જતું. આ પ્રમાણે વારંવાર થતું તેથી ખખડાટ થતો હતો અને તેને લીધે ન્યુટનની ઉંઘમાં ભંગ પડતો હતો. તેણે એવો વિચાર કર્યો કે કોઇ એવો ઉપાય શોધી કાઢવો કે બિલાડીઓ ખખડાટ કરતી બંધ રહે. એક બિલાડી મોટી છે. અને બીજી બિલાડી નાની છે, તેથી એક કમાડમાં મોટું કાણું પડાવું અને બીજા કમાડમાં નાનું કાણું પડાવુ તો ત રાતે જયારે ફાવે ત્યારે આવી શકે અને હું સૂતી વેળાએજ સાંકળ દઇને સૂઇ જાઉં તો પણ વાંધો નહિ એવો વિચાર કરી એક સુથારને બોલાવ્યો અને પોતાની યોજના કહી બતાવી, સુથાર બોલ્યો, "સાહેબ બે કાણાં પાડવાની શી જરૂર છે." એક કાણું બસ છે. મોટી બિલાડીને માટે જે કાણું પાડીશું તેમાં થઇને નાની બિલાડી પણ આવી શકશે." સુથારે ઘણું ઘણું સમજાવ્યું પણ ન્યુટને માન્યુંજ નહિ.

કોણુ જાણે તેમના ભેજામાં એ વાત ઉતરી શકીજ નહિ. આખરે સુથારે એક મોટું કાણું કરી તેમાં થઇને બંને બિલાડીઓને દાખલ કરી આપી ત્યારેજ સાહેબની સમજમાં ઉતર્યું. તે બહુ ખુશ થયા અને તેમણે સુથારને ઇનામ આપ્યું.

કેટલીક વાર મોટા માણસો પોતાના જ્ઞાનના નિશામાં નાના માણસોની વાત કાને ધરતા નથી, અને પોતે બોલ્યાજ જાય છે. ઘણી વાર એવું બને છે, કે નાના માણસના ધ્યાનમાં જે વાત હોય તે મોટા માણસને સ્વપ્નમાં પણ ન દેખાય માટે આપણી સાથે જે કોઇ વાત કરતું હોય તેનું કહેલું પુરેપુરૂં સાંભળી લેવું અને પછી પોતે બોલવું.



# રત્ન ૪૪ મું.



## ક્રોધ.



એક પુરૂષ રૂપવાન, બળવાન, અને કંઈક વિદ્વાન હતો. ભાઈ ભાડુંઓની પણ તેને ખોટ ન હતી પરંતુ એનામાં એક મોટો દુર્ગુણ એ હતો કે એને વારંવાર ગુસ્સો ચઢતો હતો, અને કોઇ કોઇ વખતે તો એટલે સુધી ચઢી જતો કે પોતાના દેહનું પણ ભાન રહેતું નહિ. એના કુટુંબીઓ એને ઘણું સમજાવતા તો પણ એનો ક્રોધી સ્વભાવ જતો નહિ. પોતાના રૂપ અને બળની આગળ તે બીજાને તુચ્છ ગણતો. એટલામાં ભાઈ સાહેબને જમાદારની નોકરી મળી ગઈ એટલે પૂછવુંજ શું ! સિપાઈઓ એને જોઇને બી જતા અને પોતાનો કાળ સમજતા. કોઇનો જરા પણ વાંક થાય કે કોઇ તેમની સામે જરા પણ બોલે તો તેને ચાબુકના દશબાર ફટકા લગાવી દેતા. ગાળ તો ડગલે ને પગલે તેમના મુખમાંથી નીકળતી હતી. એક દિવસે એક નોકરની પાસે

શાક મંગાવી તેમાં સારી રીતે મસાલો નાખીને બનાવવાનું કહ્યું. નોકરે શાક બનાવ્યું પણ તેમાં તેમને સ્વાદ જણાયો નહિ તેથી તે ચાબુક લઇને ફરી વળ્યા અને બિચારા નોકરને ગાળોની વૃષ્ટિ કરતાં કરતાં વીસ પચીસ ફટકા લગાવી દીધા. ખરેખર !

रोहति शायकैर्विद्धं वनं परशुना हतम् ।
वाचा दुरुक्तं बीभत्सं नापि रोहति वाक्क्षतम् ॥

ભાવાર્થ:—બાણુનો ઘા પુરાઇ જાય છે, કુહાડી વડે ઝાડ કાપ્યું હોય તો તે પણ ફરીથી ઉગે છે, પરંતુ વાણી વડે કરેલો ઘા કોઇ દિવસ પુરાતો નથી.

જમાદારની કઠોર વાણીએ નોકરના હૃદયમાં એવા ઘા કર્યા હતા. કે તે સુઇ ગયો પણ ઉંઘ ન આવી. જમાદાર સાહેબ તો દિવસના થાકેલા હોવાથી ઘસ ઘસાટ ઉંઘતા હતા. પેલો નોકર ઉઠયો અને તેની પાસે એક મોટું ચપ્પું હતું તેના વડે જમાદાર સાહેબના મોં ઉપર નાના નાના અનેક ઘા કર્યા અને ત્યાંથી નાસી ગયો થોડા દિવસ પછી તે પકડાયો. કોર્ટમાં તેનો કેસ ચાલ્યો ત્યારે તેણે સાચે સાચું કહી દીધું કે જમાદાર સાહેબના જે મોંએ મને ગાળો ભાંડી હતી તેજ મોં ઉપર મેં ઘા કર્યા છે, બીજા કોઇ પણ અવયવને મેં એક પણ ઘા કર્યો નથી.

નોકરને થોડી સજા તો થઈ પણ જમાદાર સાહેબને ત્યારથી એવી શિખામણ મળી કે બીજાને ગાળો ભાંડવાનું ભૂલી ગયા. એક કવિએ કહ્યું છે, કેઃ—

क्रोधो हि शत्रुः प्रथमो नराणाम् ।
देहस्थितो देह विनाशनाय ॥
यथास्थितः काष्ठगतो हि वन्हिः ।
स एव वन्हिर्दहते च काष्टम् ॥

ભાવાર્થઃ—ક્રોધ એ માણસનો પ્રથમ શત્રુ છે. લાકડામાં રહેલો ગુપ્ત અગ્નિ પ્રકટ થાય છે, ત્યારે લાકડાનોજ નાશ કરે છે, તેમ દેહમાં રહેલો ક્રોધાગ્નિ જ્યારે પ્રકટ થાય છે, ત્યારે દેહનોજ નાશ કરે છે.



## રત્ન ૪૫ મું.



# બેવચનીનું મોં નરક સમાન છે.



એક રાજાની રાણી સ્નાન કરી મહેલની અગાસીમાં ઉભી ઉભી વાળ હોળતી હતી, એવામાં એક કાગડાએ ઉડતાં ઉડતાં એના માથા ઉપર વિષ્ટા કરી. આથી રાણીને ઘણોજ ગુસ્સો ચઢયો અને તે કોપ ભવનમાં જઇને સુઇ ગઇ. એ રાજાને બહુ માનીતી હતી. રાજા દરબારમાંથી મહેલમાં આવ્યા ત્યારે ત્યાં રાણીને ન જોઇ એટલે દાસીને પૂછયું, કે "રાણી કયાં છે" દાસીએ કહ્યું કે "મહારાજ! એ તો કોપ ભવનમાં સુતેલાં છે." રાજા કોપ ભવનનું નામ સાંભળી ચમકયો. પછી તે ધીમે ધીમે તે તરફ ગયો અને રાણીને કહેવા લાગ્યો, કે "પ્રિયા શું થયું છે? કોઈએ તારી સાથે અનુચિત વ્યવહાર કર્યો છે? રાણીએ કહ્યું, કે "મહારાજ આજે સવારે હું સ્નાન કરીને અગાસીમાં ઉભી ઉભી વાળ હોળતી હતી. ત્યારે કોઇ દુષ્ટ કાગડો મારા

માથા ઉપર વિષ્ટા કરી ગયો. જ્યાં સુધી એ કાગડાને મરાવી નહિ નાંખો ત્યાં સુધી હું ભોજન કરવાની નથી." રાજાએ કહ્યું કે "અરે રાણી ! પક્ષીને તે વળી અક્કલ હોય કે ? કાગડે ઉડતાં ઉડતાં વિષ્ટા કરી હશે તે તારા માથા ઉપર પડી હશે. એણે કંઇ જાણી જોઇને એવું નહિ કર્યું હોય. આવી બાબતમાં હઠ ન કરવી જોઇએ." પણ રાણી કયાં માને તેવી હતી ? તે તો માનતી હતી કે મારૂં ભારે અપમાન થયું છે. છેવટે લાચાર થઇ રાજાએ કહ્યું, કે "હમણાં તો તું જમીલે. કાલે બધા કાગડાઓને ભેગા કરી જે અપરાધી હશે તેને મારી નખાવીશું." એ સાંભળતાંજ રાણી ઉઠી અને રાજાનું લોહી પણ શેર વધી ગયું. બીજે દિવસે સવારમાં નોકરોને હુકમ કીધો કે આપણા રાજ્યમાં જેટલા કાગડા હોય તે બધાને પકડી લાવો. નોકરો ગયા અને થોડા વખતમાં બધા કાગડાને પકડી લાવી રાજાની સમક્ષ એકઠા કર્યા. રાજાએ કાગડાઓને પૂછયું, "કેમ બધા આવી ગયા" ? તેઓએ પરસ્પર પૂછપરછ કરી કહ્યું, કે "મહારાજ ! એક કાગડો નથી આવ્યો," રાજાએ નોકરોને ધમકાવીને પૂછયું, કે "કેમ એક કાગડો નથી આવ્યો ?" નોકરોએ નમ્રતા પૂર્વક જવાબ આપ્યો, કે "મહારાજ ! અમે એને આવવાનું કહીને આવ્યા છીએ. એ રસ્તામાં આવતોજ હશે." સઘળા કાગડા વિચારવા લાગ્યા કે આપણો શો અપરાધ થયો હશે તે બધાને એકઠા

ક્યાં હશે ! રાજાએ એમ ધાર્યું કે હજી સુધી ગેરહાજર છે, તેજ કાગડો અપરાધી હોવો જોઇએ. એટલામાં પેલા કાગડાભાઇ 'કા કા' કરતા પધાર્યા. આવતાની સાથેજ રાજાએ પ્રશ્ન પૂછ્યો, કે "આ બધા કયારનાએ આવ્યા છે અને તું કેમ આટલો બધો મોડો આવ્યો'? કાગડાએ કહ્યું કે "મહારાજ ! અપરાધની ક્ષમા ચાહું છું. મારી પાસે એક કેસ આવ્યો હતો તે ચુકવતાં જરા મોડું થયું" રાજાએ આશ્ચર્ય પામીને પૂછ્યું, કે "વળી તારી પાસે એવો તે કેવો કેસ આવ્યો હતો કે તે ચુકવતાં મોડું થયું ? કાગડાએ કહ્યું, કે "મહારાજ ! એક સ્ત્રી પોતાના પતિને એમ કહેતી હતી કે તું સ્ત્રી છે અને હું મરદ છું. તકરાર લાંબી ચાલવાથી તેઓ મારી પાસે આવ્યાં અને મને મરદે કહ્યું, કે ભાઇ કાગડા, મારી સ્ત્રી કહે છે, કે હું મરદ છું. અને તું સ્ત્રી છે; એ હું શી રીતે માની શકું ? મરદ તે વળી સ્ત્રી થાય કે ? મેં કહ્યું, "હા, થઇ શકે. જે માણસ કામવશ થઇ સ્ત્રીના અયોગ્ય કહેવા ઉપર પણ ચાલે છે અને તેનો ગુલામ બની જાય છે, તે મરદ નહિ પણ સ્ત્રી કહેવાય." રાજા એ વાતનું તાત્પર્ય સમજી ગયો અને તેણે બધા કાગડાઓને રજા આપી દીધો. રાણીએ જયારે એ સાંભળ્યું ત્યારે પાછી એ ફરીથી કોપભવનમાં જઇને સૂઇ ગઇ. રાજા ભોજન કરવા ગયો ત્યારે ત્યાં રાણીને ન જોઇ તેથી દાસીને બોલાવી લાવવાની આજ્ઞા કરી દાસીએ

કહ્યું, કે "મહારાજ ! એ તો પાછાં કોપભવનમાં જઈને સૂતાં છે. રાજાએ ત્યાં જઇ રાણીને ઘણીએ સમજાવી પણ તે એકની બે ન થઈ. સ્રીહઠ સંસારમાં પ્રસિદ્ધ છે અને તેમાં વળી રાજાની રાણી એટલે કહેવુંજ શું ! રાજા કાગડાની કહેલી વાત ભૂલી ગયો અને બોલ્યો કે "કાલે બધા કાગડાને એકઠા કરી તેમાંથી અપરાધી હશે તેને જરૂર મારી નંખાવીશ. ચાલો, અત્યારે તો ખાઇ લો" આ પ્રમાણે રાજાએ કહ્યું એટલે રાણી ભોજન કરવા ઉઠી. બીજે દિવસે રાજાએ પાછા બધા કાગડાઓને ભેગા કર્યા. બધા કાગડાઓ વહેલા આવ્યા પરંતુ પેલા ભાઇ તો મોડાજ આવ્યા. રાજાએ કહ્યું, કે "કેમ તારૂં મોત આવ્યું છે ? આજે પણ પાછો મોડો આવ્યો. આજે શું કારણ હતું" ? કાગડાએ કહ્યું, "મહારાજ અપરાધ માફ કરો. આજે પણ એક કેસ આવ્યો હતો તે ચુકવતાં વાર લાગી તેથી જરા મોડું થયું. બે માણસ વચ્ચે ઝગડો થયો હતો. એક બીજાને કહેતો હતો કે તારૂં મોં મોં નથી પણ નરક છે. તકરાર લાંબી ચાલવાથી તેઓ મારી પાસે આવ્યા હતા. પેલો બીજો માણસ મને કહેવા લાગ્યો કે આ માણસ મારા મોંને નરક કહે છે. મોં તે નરક થઇ શકે" ? મેં કહ્યું, "હા થઇ શકે. જે માણસ બોલીને ફરી જાય તેનું મોં મોં નહિ પણ નરક કહેવાય."

આ કલ્પિત વાર્તા ઉપરથી ઘણો સાર લેવાનો છે. એક કવિએ સત્યજ કહ્યું છે કે:—

दन्तिदन्तसमानं हि निःसृतं महतां वचः ।
कूर्मग्रीवेव नीचानां पुनरायात्यपेतिच ॥

ભાવાર્થ:—મહાન્ પુરૂષોનાં વચન હાથીના દાંત સમાન છે. તે એકવાર નીકળ્યાં તે નીકળ્યાં જ. ફરી પાછાં મોંમાં દાખલ થઇ શકે નહિ. નીચ પુરૂષોનાં વચન કાચબાની ડોક જેવાં છે. કાચબાની ડોક જેમ ઘડીમાં અંદર પેસી જાય છે અને ઘડીમાં બહાર નીકળે છે, તેમ નીચ પુરૂષો ઘડીમાં આમ બોલે છે અને ઘડીમાં તેમ બોલે છે.

—:o:—

## રત્ન ૪૬ મું.

## મહમૂદ ગિઝની.




રતવર્ષના ઇતિહાસનું થોડુંઘણું જ્ઞાન ધરાવનારને પણ મહમૂદ ગિઝનીનું નામ પરિચિત હશે. તેણે ભારતવર્ષની સંપત્તિથી લોભાઇ ભિન્ન ભિન્ન ભાગો ઉપર એકંદરે ૧૭ સવારીઓ કરી હતી અને અહીંથી અગાધ દોલત પોતાના દેશમાં લઇ ગયો હતો. સોમનાથ

પાટણનું પ્રસિદ્ધ શિવાલય પણ એણેજ તોડયું હતું અને તેમાંથી કરોડો રૂપીઆની મિલ્કત લઈ ગયો હતો. તેણે લૂંટીને હીરામાણેકના ઢગલે ઢગલા એકઠા કર્યા હતા. એને પણ એક દિવસ એવો આવ્યો કે તે થરથર કંપવા લાગ્યો. એવો દિવસ દરેક જણને રાજા હોય કે રંક હોય તોપણ જોવો પડે છે. મૃત્યુનું વિકરાળ સ્વરૂપ જોઇ મહમૂદના સાંધા ગગડી ગયા. તે પથારીમાં સૂતો સૂતો વિચાર કરવા લાગ્યો કે "હાય! મેં કેટલા માણસોના જાન લીધા! કેટલી ભૂમિ ઉજ્જડ કીધી! કેટલાં મંદિરોનો નાશ કર્યો! કોણ જાણે પરલોકમાં મારી શી ગતિ થશે! ઇશ્વર મારા કુકર્મોનું કેવું ફળ આપશે! અરે વળી હવે ફળ આપવાનું શું બાકી રહ્યું છે? મારી છાતીમાં સખત દરદ થાય છે, અને માથું ફાટી જાય છે અને હાથપગ તણાય છે; એ શિક્ષા ઓછી છે! આટલા આટલા હકીમોની દવા લીધી તોપણ જરાએ આરામ ન થયો. અલ્લા દરેક માણસને પોતાનાં કર્મોનું ફળ અહીંને અહીંજ આપે છે. મેં આટલી બધી અમૂલ્ય ચીજો એકઠી કરી છે, પણ તે સઘળી અહીંજ રહેવાની છે. હું તો ખાલી હાથે જવાનો છું. ધર્મ કર્યો હોત તો તે સાથે આવત પણ શાં સુભાગ્ય હોય કે ધર્મ કર્યો હોય!" પછી તે ડસકે ડસકે રોવા લાગ્યો અને તેની આંખમાંથી બોરબોર જેવડાં આંસુ ખરવા લાગ્યાં. છેવટે તેણે હીરા, માણેક, પન્નાં, મોતી, અને સોનારૂપાના સિક્કા વગેરે જે સઘળું ખજાનામાં હતું

તે બધું બહાર કઢાવી મંગાવ્યું અને એકવાર નિહાળી લીધું. પછી તેણે કહ્યું, કે "હાય! મારી પાસેથી આ દોલતને લઈ જાઓ. મારે હવે એ કંઈ કામની નથી. હજારો પાપ કરી તેને એકઠી કરી તોપણ મારે ખાલી હાથેજ જવાનો વારો આવ્યો! ખરેખર, ઇશ્વરની ગતિ અકલિત છે. મેં તેના નિયમો પાળ્યા હોત તો આજે મારી આ દશા ન હોત." આ છેલ્લું વાકય બોલતાંની સાથે તેણે આ ફાની દુનીઆનો ત્યાગ કર્યો.

अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् ।
नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि ॥

ભાવાર્થ:—શુભ અને અશુભ કર્મનું ફળ અવશ્ય ભોગવવું પડે છેજ. હજારો વર્ષ થઇ જાય તોપણ કર્મનું ફળ મળ્યા વગર રહેતું નથી.



## રત્ન ૪૭ મું.

### અર્થનો અનર્થ.



એક શેઠ પરમ વૈષ્ણવ હતા. તેમને એક પુત્રી હતી. શેઠ અને શેઠાણીના કેટલાક ધાર્મિક ગુણ તેમની પુત્રીમાં પણ ઉતર્યા હતા. શેઠાણીનું જોઇ તેની પુત્રી પણ દરરોજ ઇશ્વર ભજન કરતી અને ગીતાના અરાઢે અધ્યાય કડકડાટ વાંચી જતી. એટલું થઈ રહ્યા પછી પૂજાની સમાપ્તિ કરતાં તે નીચેના મહામંત્રનો જાપ કરતી.

रामकृष्ण गोपाल दामोदर, हरिमाधव मधुसूदनानाम् ।
कालीमर्दन कंस निकन्दन, देवकिनन्दन त्वं शरणम् ।
चक्रपाणिवराह महीपति, जलशायी मंगलकारणम् ।
एते नाम जपुं निशि वासरे, जन्मजन्मना भयहरणम् ॥

આ મંત્રનો જપ કરવા તે કોઇપણ દિવસ ચૂકતી નહિ. વિવાહ લાયક થતાં શેઠની પુત્રીનાં લગ્ન હેમચંદ્ર શેઠના પુત્ર દેવકિનન્દન સાથે થયાં. લૌકિક પ્રથાને અનુસરી પત્ની

પોતાના પતિનું નામ લઇ શકે નહિ જેથી શેઠની પુત્રીએ સાસરે જતાં ઉપરોક્ત મહામંત્રનો જપ છોડી દીધો. બિચારી મનમાં ને મનમાંજ ગુંચવાયા કરતી કે 'હવે મહામંત્રનો જપ કેવી રીતે થાય?' ઇશ્વરનું કરવું કે દેવકિનન્દનને એક પુત્રી રત્ન પ્રાપ્ત થયું. દેવકિનન્દનની બહેને તેનું નામ 'ચંપા' પાડયું. ચંપાની માતાના આનંદનો તો પારજ નહિ. તેણે મનમાંને મનમાં વિચાર્યું કે 'હા...શ,' મારો ઘણા દિવસથી મૂકેલો જપ હવે ચાલુ થશે. બળ્યું, શરમ લાગે એટલે એમનું નામ લઇ હું કેવી રીતે જપ કરી શકત?' હવે તો દરરોજ નીચે પ્રમાણે મહામંત્રનો જપ થવા લાગ્યો.

रामकृष्ण गोपाळ दामोदर
हरिमाधव मधुसूदनानाम् ।
काळी मर्दन कंस निकन्दन
चंपाना बापा त्वं शरणम् ॥

બિચારી અજ્ઞાન વધૂને શું ખબર હોય કે દેવકિનન્દન કોણ અને ચંપાના બાપા તે કોણ? જ્યાં વિદ્વાનો પણ ભૂલ કરે ત્યાં દેવકિનન્દનની પત્નીનો શો હિસાબ? 'एको देवः सर्व भूतेषु गूढः' ના મંત્રનો ત્યાગ કરી ભારતવાસી નાના પ્રકારના ઉપાસ્ય દેવોને શું માની બેઠા નથી? સો

કોઇ પોતપોતાના ઇષ્ટદેવને સર્વોપરિ માની અન્યના દેવોનો ઉપહાસ કરતા આવ્યા જેને પરિણામે દેવોની સંખ્યા વધતી વધતી છેક તેત્રીસ કરોડ સુધી પહોંચી. સમસ્ત સૃષ્ટિનો ઉપાસ્ય દેવ એકજ છે અને તે કેવો છે? તે સચ્ચિદાનન્દ સ્વરૂપ, નિરાકાર, સર્વ શકિતમાન્, ન્યાયકારી, દયાળુ, અજન્મા, અનન્ત, અનાદિ, નિર્વિકાર, અનુપમ, સર્વાધાર, સર્વેશ્વર, સર્વવ્યાપક, સર્વાન્તર્યામી, અજર, અમર, અભય, નિત્ય, પવિત્ર અને સૃષ્ટિકર્તા છે.

———:o:———

## રત્ન ૪૮ મું.



### અંધ પરમ્પરા.



એક વખતે એક શેઠને ત્યાં તેની પુત્રીનાં લગ્ન હતાં. લગ્ન પ્રસંગે શેઠના સગાંવહાલાં મહાલવા તથા પોતાથી બનતી મદદ આપવા શેઠને ઘેર દસ પંદર દિવસથી પધારેલાં હતાં. લગ્નને આગલે દિવસે શેઠને ત્યાં જ્ઞાતિ ભોજન હોવાથી સૌ કોઇ ધમાલમાં પડયું હોય એમ જણાતું. આ શુભ પ્રસંગે શેઠના ઘરમાં દાદર પાસે એક બિલાડીનું અવસાન

થઇ ગયું (મરી ગઇ). મંગળમાં અમંગળ અને અપશુકન કરાવનારો બનાવ બનવાથી શેઠાણીને જરા ખેદ તો થયો પરન્તુ સમયસૂચકતા વાપરી તેણે કોઇ જુએ કે જાણે નહિ એવી રીતે દાદર તળે ખાડો ખોદાવી બિલાડીને દટાવી દીધી. શેઠાણીની પુત્રી કે જેનાં લગ્ન થવાના હતા તે આ સઘળું કૌતુક દાદરપર બેઠી બેઠી જોયા કરતી હતી તે. સમજી કે લગ્ન પ્રસંગે એ પણ એક રિવાજ હશે.

લગ્ન પૂર્ણ થયાં કે શેઠની પુત્રી સાસરે ગઇ. થોડા માસ બાદ તેને ત્યાં પણ તેની નણંદનું લગ્ન આવી પહોંચ્યું. લગ્નના શુભ પ્રસંગે પેલી વહુએ સાસુને કહ્યું કે, "સાસુજી, સાસુજી, એક બિલાડી તો મંગાવી આપો!" સાસુએ પૂછયું કે, "બિલાડીનું તે વળી તારે શું કામ?" વહુએ કહ્યું કે "આવા શુભ અવસરપર બિલાડીને મારી દાદર તળે ખાડો ખોદાવી તેને દાટી દેવાનો અમારે ત્યાં રિવાજ છે. મારી માએ એજ પ્રમાણે કર્યું હતું." સાસુ સાથે વહુની રકઝક ચાલતી હતી એટલામાં એક બિલાડી આડી ઉતરી. વહુ ડાંગોરો લઇ તેને મારવા જાય છે કે તરત સઘળા વિસ્મય પામી હાહાકાર કરવા લાગ્યા અને કહ્યું "ગાંડી!! આ શું?" વહુએ કહ્યું, "એ તો અમારો રિવાજ છે."

પ્રિય પાઠકો તથા પાઠિકાઓ! આ દૃષ્ટાન્ત આપને કદાચ અતિશયોક્તિ પૂર્ણ લાગે પરન્તુ આથી વિદિત થાય

છે કે કેવા કેવા અને કેવી રીતે વિચિત્ર રિવાજો હીંદુ સમાજમાં પેઠેલા છે અને જેને દૂર કરવાને હજી સદીઓની જરૂર છે. રૂઢિઓનું અસલ તાત્પર્ય ન સમજવાથી તે કુરૂઢિઓ થઇ જાય છે. છેવટે રૂઢિઓ એટલી બધી પ્રબળ થઇ જાય છે કે તે ત્રાસદાયક અને વિઘ્નકર થઇ પડે છે.

——:●:——




## ભારવાહી.




ક બાખી સાધુ હતા. તે કંઇ પણ ભણ્યા નહોતા. પરન્તુ કેટલાક વિદ્વાન સન્યાસીના સંસર્ગમાં રહેવાથી તેમને બેચાર અક્ષર જેટલું જ્ઞાન થયું હતું. એક દિવસ એક ઠેકાણે કથા થતી હતી ત્યાં આ સાધુ ગયા કથામાં તેમણે સાંભળ્યું કે,

"જોગી તાહિ જાનીએ, જો ગીતા હિ જાન
જોગી તાહિ ન જાનીએ જો ગીતા હિન જાન"

તેજ દિવસથી સાધુમહારાજે નિશ્ચય કરી લીધો કે ગમે તે થાય તોપણ ગીતા તો જરૂર પઢવી જોઇએ. એક દિવસ રાજા સાહેબની સ્વારી શહેરમાંથી થઈને જતી હતી. આ સાધુ રાજાની ગાડીની સામેજ દંડવત કરી સૂઇ ગયા. રાજાના કામદારો આ વર્તન ખમી શકયા નહિ તેથી તે સાધુને ત્યાંથી ઉઠાડી રાજા પાસે લાવ્યા. રાજાએ પૂછ્યું કે, કહો મહારાજ! આપને શું જોઇએ છે? સાધુ તરત બોલ્યા કે" મહારાજ! ઘણા દિવસથી મારૂં મન ગીતાજી પર ચોંટયું છે પણ ગીતાજી લેવાને એક પાઇ પણ મારી પાસે નથી. રાજાએ પોતાના કામદારોને આજ્ઞા કરવાથી સાધુજીને ગીતા મળી ગઇ. ગીતાનું સુંદર રેશમી પૂઠું જોઇ સાધુજી તો ફૂલ્યા કૂધ્યા નાચ્યા અને કહેવા લાગ્યા ગીતા, ગીતા, ગીતા, વાહરે મારૂં ગીતા! વારંવાર ગીતાને છાતીએ ચાંપતા સાધુજી પોતાની ઝુંપડીએ ગયા. બીજે દિવસે ગીતાજીનું પૂઠું બગડી ન જાય એટલા માટે સાધુજીએ તેના ઉપર કપડાનું પૂઠું ચઢાવ્યું. સાધુજીએ ગીતાને ઘણીજ સંભાળથી પોતાની પુર્ણકુટીના એક ખૂણામાં રાખી પરન્તુ અફસોસ કે રાત્રે ઉંદરો ગીતાજીને કાતરી ગયા!! પ્રાતઃકાળે પ્રથમ ગીતાજીનાં દર્શન કરવાની ટેવ હોવાથી સાધુજીએ ગીતા ઉપાડી જોયું તો 'ગીતાજીને ઉંદરો કાતરી ગયા!' સાધુને અત્યંત ખેદ થયો. એમનું દુઃખ જોઇ એક ભકતે કહ્યું કે "મહારાજ! બિલાડી પાળો તો ગીતાજી સુરક્ષિત રહેશે"

સાધુએ એક બિલાડી પણ પાળી. બે ચાર દિવસ તો બિલાડીએ ઉંદરનો ઘાણ કાઢયો પરન્તુ પછી વિશેષ ઉંદર હાથ ન લાગવાથી તે ભૂખે મરવા લાગી. ત્યારે એક જણે કહ્યું કે "મહારાજ! તમે ગાય પાળો તો બિલાડીને દૂધ મળશે, એટલે ઉંદરો ઓછા થશે અને ગીતાજી સચવાશે." સાધુજીએ તો એક ગાય પણ લીધી. ગાયે પણ બે ચાર દિવસ દૂધ આપી પછી પાટુ મારવા માંડયું. એક સજ્જને સાધુને પુછયું કે "મહારાજ! ગાયને ઘાસ ચારો નાંખો છો કે કેવળ તેનું દૂધ પીતાંજ શીખ્યા છો?" સાધુએ કહ્યું કે "ગાય એકાદ કલાક બહાર ફરી આવે છે ને ચરી પણ આવતીજ હશે. ઘાસના ભારા લાવવાની ખટ-પટ તે વળી કોણ કરે?" પેલા સજ્જને કહ્યું કે "ત્યારે તો, સાધુજી, દૂધની આશા પણ હવે છોડી દો."

સાધુજી ગાયને માટે લીલું લીલું ઘાસ લાવવા માટે કોઇ માણસ રાખવાના વિચારમાંજ હતા એવામાં એક સ્ત્રી સાધુ પાસે રોટલો માંગવા આવી સાધુએ કહ્યું કે મારે ત્યાં રહી તું રોજ મારી ગાયની સેવા કરે અને એને માટે ખેતરમાંથી લીલું લીલું ઘાસ લઇ આવે તો તને પેટ પુરતું ખાવાનું આપું. સ્ત્રીને આ વાત ગમી દરરોજ તે ગાયને માટે લીલું ઘાસ લાવી નાખતી. સાધુની ગાય ખૂબ દૂધ દેવા લાગી. સાધુજી, સાધુની બિલાડી અને સાધુની ચાકરડી દૂધ દહીં ખાઇ ખૂબ તાજા થયા.

મહારાજ ભર્તૃહરિએ સત્ય કહ્યું છે કે :—

भिक्षाशनं तदपि नीरसमेकवारं
शय्या च भूः परिजनो निजदेहमात्रं ।
वस्त्रं सुजीर्णं शतखण्डमयीच कन्था
हा ! हा! तथापि विषयान्न जहाति चेतः ॥

આવી દશામાં પણ વિષયવાસનાનો ત્યાગ થઇ શકતો નથી તો પછી આપણા પ્રસ્તુત સાધુજીની તો વાતજ શી! સાધુજીને પેલી ઘાસ લાવનારી સ્ત્રી સાથે ઠીક બન્યું. થોડાજ વખતમાં સાધુને ત્યાં સંતાનમાં એક પુત્ર અને એક પુત્રી થયાં.

એક વખત નદીમાં પૂર આવવાથી સાધુજીની ઝુંપડી તણાવા લાગી. સાધુજી, સ્ત્રી, ગાય, બિલાડી અને ઘણા દિવસથી ખૂણામાં પડી રહેલી 'ગીતાજી' ને સાથે લઇ છોકરાને એક ખાંધ પર બેસાડી અને છોકરીને બીજી બાજુએ બેસાડી ઘર બદલવા નીકળ્યા. અચાનક રાજા સાહેબની સ્વારી મળી. રાજાએ સાધુને પૂછ્યું "કેમ સાધુજી! ગીતાજી વાંચીને? કેટલા અધ્યાય પૂરા કર્યા?" સાધુએ જવાબ આપ્યો કે, "મહારાજ!! હજુ તો અઢાર અધ્યાયમાંથી ફક્ત પાંચજ અધ્યાય કર્યા છે. એક અધ્યાય— આ બિલાડી; બીજો અધ્યાય—આ ગાય; ત્રીજો અધ્યાય—

આ સ્ત્રી; ચોથો અધ્યાય—આ છોકરો અને પાંચમો અધ્યાય—આ છોકરી".

રાજા સાધુની હકીકત સાંભળી ખેદ સાથે વિસ્મય પામ્યો. તેણે સાધુને કહ્યું, "મહારાજ! ગીતામાં તમને આજ જડયું કે? તમારા જેવા ભારવાહીની મારા રાજ્યમાં જરૂર નથી."

આવા સાધુઓની ભારતવર્ષમાં ખોટ નથી. આવા લોકોએ 'સાધુ' શબ્દનો અર્થ પણ ફેરવી નાંખ્યો. આ સાધુઓ સાક્ષાત્ અવિદ્યાની મૂર્તિ અને નિરક્ષર મુર્ખ હોય છે. આ સાધુઓમાં કેટલાંક ખાખી રૂખડ, ગોદડીઆ, જમાતવાળા, સુથરેસાંઇ, અકાલી, કાનફટા, જોગી અને ઓઘડ કહેવાય છે. બાવન લાખ બાવાનું આ દેશજ પૂરૂં કરે!! આ તરફ હજુ દેશના નાયકોનું ધ્યાન ખેંચાયું હોય એમ જણાતું નથી. આ નિરર્થક વ્યયને રોકી દેશો-ન્નતિના કાર્યોમાં સંપત્તિનો વ્યય થતો હોય તો તેથી અસંખ્ય ગણો લાભ થાય!!!






---:o:---

## વસ્ત્રને માન.




ક મહન્ત પોતાના શિષ્યો સાથે એક શહેરમાં પધાર્યા. ઘણા ભાવિક અને શ્રદ્ધાળુ લોકો મહંતના દર્શને આવવા લાગ્યા. સૌ કોઇ પોતાની શક્તિ અનુસાર મહન્તને ભેટ ચઢાવતા દ્વારપાળો સફાઇદાર અને અસ્ત્રીવાળા કપડાં પહેરી લાવેલા માણસોનેજ અંદર પેસવા દેતા કારણ કે એવા લોકોની પાસેથી એમને પણ એ પૈસાની આશા હતી. કોઇ ગરીબ માણસ જાય તો બિચારાને દ્વારપાળના ધક્કા ખાઇનેજ પાછા જવું પડતું એક ભક્ત સહેજ ફાટેલા અને મેલાં જેવાં દેખાતાં કપડાં પહેરીને મહન્તનાં દર્શન કરવા આવ્યો. દ્વારપાળોએ તેને ગાળો દઇ, ધક્કા મારી કાઢી મૂકયો. બીજે દિવસે તેજ ભક્ત કોઇ પાડોશીને ત્યાંથી સારાં કપડાં લાવ્યો અને ખૂબ ભભકો કરી ચારઘોડાની ગાડી ભાડે કરી મહન્તને મળવા ગયો. ગાડી દરવાજા આગળ પહોંચતાંજ દ્વારપાળોએ

બીજા માણસોને એકદમ આઘા ખસેડયા અને જ્યાં સુધી પેલા ગાડીમાં આવેલા ભક્ત અંદર ન ગયા ત્યાં સુધી કોઇ બીજાને અંદર પેસવા દીધા નહિ ભક્તરાજ અંદર પેઠા કે દ્વારપાળોએ નીચે ઝુકી ઝુકી સલામો ભરવા માંડી. આગલે દિવસે એજ માણસને ધક્કા મરાયા હતા!! મહન્તની પાસે પહોંચતાંજ મહન્તે પણ તેને ઉમદા શિકાર ધારી પોતાની થડોથડ જગા આપી. લોકોએ ધાર્યું કે મહન્તને આ સજ્જન સાથે ઘણો સારો પરિચય હશે વાસ્તવમાં મહન્તને તો તેના ઉજળાં અને ભપકાદાર કપડાં સાથે અને ગજવામાંના નાણાં સાથેજ પરિચય હતો!!! થોડીવાર પછી પેલા ભક્તે પોતાના બાહ્ય વસ્ત્રો ઉતાર્યાં અને આગલે દિવસે જે વસ્ત્રો પહેર્યાં હતાં તે વસ્ત્રો સાથે બેઠો. પ્રથમ પેલાં ઉજળાં કપડાંને એક કોરણે મૂકી તેને (કપડાંને) સાષ્ટાંગ દણ્ડવત્ પ્રણામ કર્યા, પછી ગજવામાંથી થોડાક રૂપિઆ કાઢી તેને (રૂપીઆને) પણ નમસ્કાર કર્યા. લોકો સમજ્યા કે આ માણસ ગાંડો થઇ ગયો છે." પછી આ મહાશયે સર્વેની શંકાનું સમાધાન કરતાં જણાવ્યું ભાઇઓ! હું ગાંડો નથી પરન્તુ તમારા જેવા અંધશ્રદ્ધાળુઓને લીધે આજે આખું ભારત ગાંડું થઇ ગયું છે. ગઇ કાલેજ મને મારા સ્હેજ ફાટેલાં વસ્ત્રો માટે દ્વારપાળો પાસેથી ધક્કા અને ગાળોની પ્રસાદી મળી હતી. આજે મારી ગાડી તથા ઉજળાં વસ્ત્રોએ મને અહીં સુધી આવવા

દીધો છે અને દ્વારપાળોની પણ મેં મહેરબાની મેળવી લીધી છે. આ સાંભળી સર્વે ચકિત થયા. પેલા ભક્તરાજે આગળ જણાવતાં કહ્યુંકે તેથીજ આ વસ્ત્રોને પ્રથમ નમસ્કાર કરવા જોઇએ, હું જાણું છું કે અત્યારે મહાત્માના નામે ઘણા ધુતારાઓ ફરે છે; ભારતની ભોળી પ્રજાને ભરમાવી જ્યાં ત્યાં ભેટો ઉઘરાવતા ફરે છે. એમના શિષ્યોને તેમજ નોકર ચાકરોને પણ માલમલીદા મળતા હોવાથી તે પણ એમની પાછળ પાછળ ભટકયાજ કરે છે. ભારતવર્ષની અવનતિનું મુખ્ય કારણ આ અંધશ્રદ્ધાજ છે લોકો જયાંસુધી ઉપરથી ઉજળા અને અંદરથી મેલા રહેશે ત્યાં સુધી વાસ્તવિક ઉન્નતિ નથીજ."

થોડા સમયમાં મહન્તજીને સર્વે પ્રણામ કરી ચાલતા થયા.





## રત્ન ૫૧ મું.

—:o:—

### મૂર્ખ ચેલા.



એક સાધુના બે શિષ્ય દરરોજ સાધુની સેવા કરતા. સાયંકાળે સઘળું કામ થઇ રહ્યા પછી શિષ્યો સાધુજીના પગની ચંપી કરતા. એક દિવસ એક શિષ્ય કંઇ કારણ સર બહાર ગયો હતો અને સાંઝ પડી તો પણ આવ્યો નહિ. બીજો શિષ્ય પોતાના નિયમ પ્રમાણે પોતાનો સેવ્ય સાધુજીનો ડાબો પગ દાબતો બેઠો હતો. એટલામાં સાધુએ પાસું ફેરવતાં જમણો પગ ડાબા પગપર આવી પડયો. એ જોઇ શિષ્યને જમણા પગપર ખૂબ ગુસ્સો ચઢયો પાસે એક ડંડો પડયો હતો તે ઉપાડી જમણા પગની ખૂબ પૂજા કરી. ગુરૂને વેદના થવાથી તે શિષ્ય પર ગુસ્સે થયા અને પાછા સૂઇ ગયા. એટલામાં પેલો શિષ્ય પણ આવી પહોંચ્યો અને ગુરૂની સેવા કરવા મંડી ગયો. ચંપી કરતાં

જુએ છે તો તેને પોતાનો સેવ્ય પગ જરા સૂજેલો જણાયો તેણે બીજાને પૂછયું ત્યારે બીજાએ ખરી હકીકત જણાવી દીધી. પછી તો પૂછવુંજ શું? આ શિષ્ય પણ ઉઠયો અને તેજ ડંડો ઉપાડી ડાબા પગ ઉપર એવો તો પછાડયો કે બિચારા સાધુને ત્યાંથી ન્હાસવું પડયું. બન્ને ચેલાએ જાણ્યું કે સેવ્ય પગો બીકના માર્યા ન્હાસી જાય છે. એટલે ડંડા લઈ તે પણ તેમની પાછળ દોડયા. સાધુ આગળ અને ચેલાઓ પાછળ એમ ગતાનુગતિક ચાલતું હતું એટલામાં એક માણસે ચેલાઓને થોભાવી બધી હકીકત જાણી, પછી કહ્યું કે અક્કલના બારદાનો! ગુરૂના પગને મારવાથી કષ્ટ તો ગુરૂને પહોંચ્યું અને તમે પગની સેવા કરો છો ત્યારે સુખ પણ ગુરૂનેજ થાય છે. તમે તમારી અક્કલ કયાં વેચી આવ્યા છો?"

પ્રિય પાઠક તથા પાઠિકાઓ! એવીજ રીતે આપણા દેશમાં જેટલા સંપ્રદાયો થયા અને થતા જાય છે તે એકજ પરમાત્માના ઉપાસક છે. પ્રસ્તુત વાર્તામાં જેમ ચેલાઓએ ગુરૂના પગની લીલા કરી તેમ સાંપ્રદાયિક લોકોએ એક નિરાકાર—સચ્ચિદાનન્દ સ્વરૂપ પરમાત્માની લીલા કરી તેના અનેક પ્રકારના આકાર તથા ચિત્રો બનાવ્યાં કેટલાંક ચતુર્ભુજ, કેટલાંક ત્રણ કે ચાર મુખવાળાં, કેટલાંક સ્ત્રીરૂપમાં અને કેટલાંક પશુ તેમ જળચરરૂપમાં પણ પ્રગટ થયાં. બ્રહ્માણ્ડ સંચાલક જગદીશ્વરની આ મશ્કરી નહિ તો

શું ? એટલુંજ નહિ પરન્તુ એકજ ઇષ્ટ દેવના ઉપાસક હોવા છતાં પરસ્પર નિંદા !! વેદતો કહેતા આવ્યા છે કે :—

(१) एकमेवाद्वितीयम् ।

(२) भूतस्य जातः पतिरेक आसीत् ।

ભાવાર્થ: પરમેશ્વર એકજ છે.

## રત્ન પર મું.

### પુરોહિતનો પોકાર.





ક ભરવાડે તેના દાદાનું 'શ્રાદ્ધ' સરાવવાનો વિચાર કર્યો. નિયત તિથિએ શ્રાદ્ધ માટે સઘળો સામાન તૈયાર કરી તે પુરોહિતને ત્યાં ગયો અને તેને પોતાની સાથેજ તેડી લાવ્યો. ગોર મહારાજે કહ્યું "પટેલ! હું બોલું તેમ બોલજો."

પટેલ—બહુ હારૂ મહારાજ!

ગોર—(હાથમાં પાણીનો લોટો ઉપાડી) જમણા હાથમાં પાણી લેવું.

પટેલ—(હાથમાં પાણીનો લોટો ઉપાડી) જમણા હાથમાં પાણી લેવું.

ગોર—હું તમને કહું છું કે......

પટેલ—હું તમને કહું છું કે......

ગોર—સાંભળતો નથી કે?

પટેલ—હાંભળતો નથી કે?

ગોર ગુસ્સે થયો. પટેલને તમાચો મારી કહ્યું "જમણા હાથમાં પાણી લઇ આચમન કર." ભરવાડે પણ ગોર મહારાજની આબેહુબ નકલ કરી. ગોરમહારાજનો પિત્તો ઉછળ્યો. ઉપાય શોધવાના હેતુથી તે બોલ્યા :--

कातघूंसा कमर मध्ये चटकनं मुखभञ्जनम् ।
चरणदासी सीस मध्ये वारंवार धडाधडम् ॥

એ શ્લોક બોલતાંની સાથેજ ગોરમહારાજ પટેલ પર તુટી પડયા. ભરવાડ પણ શરીરે પુષ્ટ હોવાથી ગોરને પણ તેના પ્રહારો સહેવા પડયા. એ પ્રકારે લગભગ બે કલાક સુધી શ્રાદ્ધ ક્રિયા ચાલુ રહી. ગોરમહારાજ ગંભીરતા પૂર્વક ઉઠી હાંફતા હાંફતા ગબડતા ગબડતા ગરીબ મોઢે ઘેર

ગયા. ગોરાણીજી ગોરની વાટ જોઇનેજ બેઠાં હતાં તેમણે પૂછ્યું "કેમ, આજે આ શા હાલ થયા?" ગોરે કહ્યું "અત્યારે ન પૂછ; મને ખાટલા પર પડવા દે."

ભરવાડ શ્રાદ્ધ સરાવી અંદર ગયો ત્યાં ભરવાડણે પૂછ્યું, "તમારૂં હરાધ પૂરૂં થયું કે નહિ?"

પટેલ—હરાધ તો એવું હરાવ્યું કે બસ આખા વરસ હુધી ચાલહે!!

ભરવાડણ—ગોરને હીધું તો આપ્યું નહિ!

પટેલ—હા, હા, બે કલાક હરાધ થયું પણ એ તો યાદ આવ્યુંજ નહિ!! વહેલી થા, જા, ગોરને હીધું આપી આવ.

ભરવાડણ લોટ, ચોખા, દાળ, ઘી વગેરે લઇ ગોરને ત્યાં ગઇ ગોરના ઓટલાપર ગોરાણીજી પિત્તો ચઢાવીને તૈયાર બેઠેલાં હતાં. ભરવાડણ અંદર ગઇ એટલે ગોરે અને ગોરાણીએ મળી ભરવાડણને કોપરાપાક આપવા માંડયો. બિચારી ભરવાડણ સમજી કે એ પણ શાસ્ત્રની રીત હશે એટલે કાંઇ બોલી નહિ. ભરવાડણે ઘેર આવી ભરવાડને કહ્યું.

"શ્રાદ્ધ સરાવવું તો ઘણું સહેલું છે પણ સીધું આપવું કેટલું કઠણ છે એ જો તમે જાતે જાત તો ખબર પડત!"

શ્રાદ્ધોમાંથી શ્રદ્ધા ઉઠી જવાથી માત્ર લોભ અને લાલસા સિવાય કાંઈ પણ રહ્યું નથી.

---

## રત્ન ૫૩ મું.

### ચેલાનું રાજીનામું



એક વખત એક બાવાએ એક વાણીઆને ચેલો બનાવી તેને કંઠી આપી. વાણીઓ અત્યંત ભોળો તેમજ નિરક્ષર હોવાથી સાધુપ્રત્યે પરમ ભક્તિ રાખતો. સાધુને પણ એવો કોઇ ચેલો જોઈતો હતો કે જે રાત દિવસ એનું કામ કર્યા કરે. સાધુજી જ્યારે ગામમાં ભિક્ષા માંગવા જતા ત્યારે ચેલાને પણ સાથે લઇ જતા, અને ગામમાંથી લાકડાં, સીધું, કપડાં પાણીનો ઘડો અને જે કાંઇ મળતું તે ચેલાને માથે ઉપડાવી લાવતા. કેટલાક દિવસ સુધી ચેલો કાંઇ પણ બોલ્યા ચાલ્યા વગર ભક્તિ પૂર્વક કામ

કરતો રહ્યો. બદલામાં 'બેટા જીતે રહો' સિવાય કાંઇ પણ મળતું નહિ. પ્રાતઃકાળમાં ગાંજાની ચલમ ભરાતી, પછી સ્નાન થયા પછી ભભૂતિ ચોપડાતી, પછી રસોઇ થતી, બપોરે ભાંગ વટાતી અને ગાંજા ચરસ અને તંબાકુની ચલમો શિષ્યવર્ગમાં અપાતી, સાંઝે ભિક્ષા માગવા નિકળતા અને રાત્રિએ હજામ, મોચી, ચમાર, વાણીઆ આદિ પરમ ભકતો પધારી ગામગપાટા મારતા અને છેક મોડી રાતે સાધુની દિનચર્ચા પુરી થતી.

એક દિવસ અચાનક સાધુને તે સ્થાન છોડવું પડયું. સાધુજી કુમ્ભના મેળામાં પધારવાના હતા. શિષ્યને કહ્યું અબે, રામદાસિઆ! આજ તો કુમ્ભપે જાનો હય ઇસલિયે ચલ સારા સમાન અપને સિરપર ઉઠા લે.

પેલા વાણીઆએ તો ત્રણ ચાર ગધેડાનો ભાર જેમતેમ કરીને પોતાના માથાપર ચઢાવ્યો. હજુ દૂર ગયા નથી એટલામાં તો એક કુવા પાસે બાવાજીને હાજત થઇ તેણે ચેલાને કહ્યું અબે રામદાસિઆ! જરા ઠેર જાના, મેં સોચ જા આઉં.

એટલામાં તો એક ભંગડભાઇએ સાધુને અડધા મણની ભાંગ વાટવાની શિલા આપી ને કહ્યું "મહારાજ! આપ કુમ્ભપર જાઓ છો ત્યાં આ મારી ભેટનો ઉપયોગ કરજો." સાધુએ ચેલાને કહ્યું, "અબે ચેલિઆ! ઇસકોભી સિરપર ધર દે!"

પેલો વાણીઓ અત્યંત થાકી ગયો હતો. તેને ક્રોધ ચઢયો અને આત્મગત કહેવા લાગ્યો કે 'અત્યારસુધી સાધુ સેવા કર્યાનું જો આ ફળ મળવાનું હોત તો, આવા સાધુઓ પાસે હું આવતજ નહિ.'

ગુસ્સામાંને ગુસ્સામાં તેણે ગળામાંની કંઠી તોડી નાંખી અને બાવાને કહ્યું મહારાજ! લ્યો આ તમારી કંઠી કોઇ ગધેડાના ગળામાં બાંધો એટલે તમારો આ ભાર ઉપાડશે. તમારા જેવાની ભક્તિ કરવાથી તો હું નરકમાં પડીશ.' એમ કહી વાણીઓ તો બધું પડતું મૂકીને ચાલતો થયો. બાવાજી બેઠા બેઠા તપસ્યા કરવા મંડી ગયા.

ભારતવર્ષમાં ઉપરોક્ત સાધુ જેવા સાધુઓની ખોટ નથી તેમ વાણીઆ જેવા અંધભક્તિવાળા ચેલાઓ પણ અસંખ્ય જડી આવે છે. બાવન લાખ સાધુઓમાંથી હવે કેટલા જાગશે અને દેશની દરિદ્રતાને દૂર કરવા યત્ન કરશે એ કોઇ કહેશે?






ણે કહ્યું. મને કકડા નહિ જોઇએ, આખી રોટલી જોઇએ.
( પૃષ્ઠ ૧૬૩ ).

sma Press. Bombay




## ડાહ્યો પ્રધાન.




ક રાજાના મુખ્યમંત્રીએ દરબારમાં આવતાં આવતાં જરા વાર લગાડી એટલે રાજા ક્રોધ કરી બોલ્યો, "મંત્રીજી, આવી વર્તણુંક નહિ ચાલે. રાજ્ય કાર્યભારમાં લેશ પણ વિલંબ ન થવો જોઈએ." મંત્રીએ કરદ્વય જોડી જણાવ્યું કે રાજન્! આપનું કહેવું યથાર્થ છે; તથાપિ મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે. આજે બાળબચ્ચાંઓએ સહેજ હઠ કરી હોવાથી હું તેમને પટાવવામાં પડયો જેથી વિલંબ થયો રાજાએ તિરસ્કાર-યુક્ત વચનોથી કહ્યું "મંત્રીજી! એક અપરાધ કરી તેને છુપાવવાના પ્રયત્નરૂપ બીજો અપરાધ શા માટે કરો છો?"

મંત્રી—હું સત્ય કહું છું. બાળકોનો દુરાગ્રહ સહેજે દૂર ન થાય. શ્રીરામચંદ્રને પણ બાલ્યાવસ્થામાં ચંદ્ર લેવાનું મન થયું હતું.

રાજા—બાળક વળી હઠમાં શું સમજે! છોકરાંને પટાવતાં આટલો બધો વિલંબ થાય ખરો કે?

મંત્રી—જો આપને મારા વચન પર વિશ્વાસ નજ હોય તો હું એ વાત સિદ્ધ કરી આપવાની રજા લઉં છું. થોડા સમય માટે હું આપનું બાળ બની જાઉં છું અને જો આપ મારી હઠ પૂરી કરી શકશો તો હું જાણીશ કે આપનું કથન યથાર્થ છે.

રાજાએ અનુમતિ દર્શાવતાં મંત્રીજી એક ન્હાના બાળક પેઠે ખૂબ રડવા લાગ્યા.

મંત્રી (બાળક): બાપુજી.... ઉં ઉં ઉં ઉં ઉં .... મને બરફી અપાવો.

રાજાએ માણુસ મોકલી તરત બરફી મંગાવી આપીને કહ્યું "લે આ બરફી, હવે તો બસને, છાનો રહીજા." પરન્તુ મંત્રી તે શાના છાના રહે! બરફી સામે જોઇને તે વધારે રડવા લાગ્યા.

મંત્રી: ઉં ઉં ઉં ઉં ઉં ઉં.......મારે બરફી નહિ જોઇએ.......મારે તો સેલ્લી (શેરડી) જોઇએ.

શહેરમાં શેરડી મળતી ન હોવા છતાં રાજાએ બહાર-ગામથી શેરડીનો ભારો મંગાવ્યો અને બાળકરૂપ રડતા મંત્રીને એક શેરડી આપી, તો પણ........

મંત્રી: ઉં ઉં ઉં................સેલ્લી છોલી આપો.... કકડા કરી આપો.

રાજાએ એક માણસને શેરડી છોલી કકડા કરવા જણાવ્યું એટલે તો મંત્રી ખૂબ રડવા લાગ્યા અને કહ્યું, "બાપુજી, તમેજ કકડા કરો."

રાજાએ શેરડી છોલી કકડા કર્યા અને મંત્રીને કહ્યું, "હવે છાનો રહી જા." પણ મંત્રી તો હવે પોકેપોક મુકી રડવા લાગ્યા. તેણે કહ્યું, મને કકડા નહિ જોઇએ. મને તો આખી સેલ્લી જોઇએ.... ઉં ઉં ઉં.... રાજાએ શેરડીના ભારામાંથી બીજી શેરડી કાઢી આપવા માંડી પરન્તુ હઠ તો તેજ શેરડીને આખી કરી આપવામાં હતી. રાજા આભો બની ગયો. હવે શું કરવું એ તેને સુઝ્યું નહિ. રાજાએ દંડનો ભય બતાવ્યો પરન્તુ મંત્રીની હઠ તો ચાલુજ રહી. આખરે રાજાએ નમ્યું આપી મંત્રીને કહ્યું, "હું કબુલ કરૂં છું કે બાળકોની હઠ કેટલીક વખત ઘણી વિલક્ષણ હોય છે. તમારા વિલંબ માટે ક્ષમા અને સત્યપરાયણતા માટે હું તમને ધન્યવાદ આપું છું!"






## રાજાની હઠ.




ક રાજાને ત્યાં એક પંડિત રહેતા હતા. રાજા પંડિતજી ઉપર અત્યંત શ્રદ્ધા રાખતા; અહીં સુધી કે પંડિતજી જે કહે તે રાજા સોળ આના સત્ય માનતા. એક દિવસ પંડિતે એક શ્લોક બતાવ્યો. એ શ્લોક આ પ્રમાણે હતો:—

> शुक्लाम्बरधरं विष्णुं शशिवर्णं चतुर्भुजम् ।
> प्रसन्नवदनं ध्यायेत् सर्वविघ्नोपशान्तये ॥

શ્લોકનો મૂળ અર્થ નીચે પ્રમાણે છે:—

(शुक्लाम्बरधरं) શ્વેતવસ્ત્ર ધારણ કરનારને, (विष्णुं) ચરાચર જગત્‌માં વ્યાપક એવા ઇશ્વરને (शशिवर्णं) શ્વેત અથવા શુદ્ધ વર્ણ છે જેનો એવા પરમાત્માને (चतुर्भुजम्) ચાર બાહુવાળાને (प्रसन्नवदनं) પ્રસન્ન છે વદન જેનું

એવાને (सर्वविघ्नोपशान्तये) સર્વ વિઘ્નોની નિવૃત્તિ કરવા માટે (ध्यायेत्) ભજો.

પરન્તુ પંડિતજીએ રાજાને બીજોજ અર્થ બતાવ્યો હતો અને તે નીચે પ્રમાણે હતોઃ—

(शुक्लाम्बरधरं) શ્વેત વસ્ત્ર ધારણ કરનારો (विष्णुं) સર્વ વ્યાપક રૂપીઓ (शशिवर्णं) ચંદ્રમાના જેવો શ્વેત રંગ છે જેનો એવો (चतुर्भुजम्) ચાર જેની ચાર આનીઓ હોય છે તેવો (प्रसन्नवदनं) હાથમાં લેવાથી આનંદ તેમ ખણુ ખણુ અવાજ કરતો હોવાથી પ્રસન્ન વદન કહેવાતો (ध्यायेत्) (સર્વે એની) ઉપાસના, કિંવા ભક્તિ કરે; શા માટે? (सर्वविघ्नोपशान्तये) સર્વ દુઃખની નિવૃત્તિ માટે.

રાજાના મનમાં આ અર્થ એટલો બધો ઠસી ગયો હતો કે એ શ્લોકનો બીજો અર્થ થઈ શકેજ નહિ એમ તે માનતો. તેના દરબારમાં જ્યારે જ્યારે કોઈ નવો પંડિત આવતો ત્યારે પ્રથમજ તેને આ શ્લોકનો અર્થ પૂછવામાં આવતો. જો પંડિત આ શ્લોકનો અર્થ વિષ્ણુની સ્તુતિમાં ઘટાડે તો તેને રાજા સાહેબ 'તમારો અર્થ તદ્દન ખોટો છે' એમ કહી ધમકાવી કાઢી મૂકતા અને પોતાના પંડિ-તના વખાણ કરવા મંડી જતા.

એક દિવસ એક પંડિતને આ વાતની ખબર પડી. તેણે એ શ્લોકનો જે અર્થ રાજા કરતા તે યુક્તિ પ્રયુક્તિ

દ્વારા જાણી લીધો, અને બેચાર દિવસ પછી દરબારમાં ગયા. યથારીતિ રાજાએ એ શ્લોકનો અર્થ પૂછયો. પંડિતજીએ ગંભીર વિચારમાં પડી જવાનો ડોળ કરી, જાણે ઘણાજ પરિશ્રમ પછી અર્થ શોધી કાઢયો હોય ને તેમ બતાવી તે અતીવ વિનયપૂર્વક કહેવા લાગ્યા. "રાજન્! આ શ્લોકના અર્થો અનેક છે પરન્તુ ખરો અર્થ "રૂપીઓ" છે." પંડિતજીએ શ્લોકની રૂપીઆના અર્થમાં વ્યાખ્યા કરી બતાવી. રાજા પંડિતજી ઉપર અત્યંત પ્રસન્ન થયા અને કહ્યું, "શ્રીમાન્! સત્ય છે; આટલા દિવસ પછી મારા ગુરૂની હરિફાઇ કરનારા તમેજ મળ્યા." પંડિતજીએ કહ્યું, "રાજા સાહેબ! આનો એક અન્ય ગુપ્ત અર્થ પણ થાય છે. જો ઇચ્છા હોય તો બતાવું." રાજાએ અધીરા બની અનુજ્ઞા આપતાં પંડિતજીએ જણાવ્યું કે "એનો અર્થ દહીંવડું પણ થાય છે. જુઓ દહીંવડું શ્વેત તો હોય છેજ, તે સર્વ-વ્યાપક પણ છે (બધા ખાય છે), चतुर्भुजम् વળી ડાહ્યા માણસોને ખાવા યોગ્ય છે, (प्रसन्नवदनं) એનું રૂપ પણ સુંદર હોય છે અને વિશેષમાં એને ખાવાથી સર્વ વિઘ્નોની નિવૃત્તિ થાય છે."

રાજા આ નવો અર્થ સાંભળી બહુ ખુશ થયા અને બ્રાહ્મણને યોગ્ય પુરસ્કાર આપી વિદાય કર્યો. પરન્તુ પંડિતજી બુદ્ધિમાન્ હતા, તેણે વિચાર્યું કે 'મારો સ્વાર્થ તો સિદ્ધ

થયો પરન્તુ રાજાનું અજ્ઞાન એના દુરાગ્રહને લીધે વધતુંજ જવાનું." રાજાની આજ્ઞા લઇ પંડિતજી રાજાને અષ્ટાધ્યાયી, મહાભાષ્ય, વેદ વેદાંગ, ઇત્યાદિ ભણાવવા લાગ્યા. એક દિવસ પંડિતજીએ રાજાને કહ્યું "કેમ રાજા સાહેબ! '**शुक्लाम्बरधरं**..........' એ શ્લોકનો અર્થ શો થાય? રૂપીઓ કે દહીંવડું?" રાજાએ કહ્યું "મહારાજ! આનો ખરો અર્થ તો બન્નેમાંથી એક પણ નથી જણાતો. પંડિતજીએ કહ્યું "આપ ક્ષમા કરો તો જણાવવાની રજા લઉં છું કે જો મેં સત્ય અર્થ આપને પ્રથમથીજ જણાવ્યો હોત તો કદાચ આપની કૃપાનો પાત્ર ન બન્યો હોત."






## શેરને માથે સવાશેર.



એક ડોસાની પાસે થોડી સોના-મોહોર હતી ચોરની બીકથી તેણે મોહોરને એક પોલા વાંસની અંદર ભરી વાંસને બન્ને તરફથી પિત્તળની ચકતીવડે બંધ કરી દીધો હતો. વૃદ્ધાવસ્થાને કારણ કાકાને તીર્થયાત્રા કરવાનું મન થવાથી તે એક જાણીતા શાહુકારને ત્યાં ગયા અને કહ્યું " શેઠ ! મહેરબાની કરી આ વાંસડો આપને ત્યાં રાખશો. હું જાત્રાએ જઇ બેચાર વર્ષમાં પાછો ફરીશ ત્યારે આપને ત્યાંથી વાંસડો લઇ જઇશ " શાહુકારે પ્રથમ તો વાંસડો રાખવાની ના કહી પરન્તુ કાકાના આગ્રહથી તેણે વાંસડાને એક ખૂણામાં મૂકાવ્યો. ડોસા જાત્રાએ ગયા.

એક દિવસ શેઠાણીએ વાંસડાને ઉપાડયો અને વજનમાં ભારે જણાવાથી તે શેઠને કહેવા લાગી. " સાંભળો છો કે ! આ વાંસડો ભારે કેમ જણાય છે વારૂ ? આ જુઓને બન્ને તરફ

પિત્તળની ચક્તીઓ મારેલી છે ! અંદર કાંઇ હોવું જોઇએ."
શેઠે ચક્તી કઢાવી એટલે તરત મોહોરો ખણખણ કરતી
નીચે પડી. શેઠ લલચાયા. મોહોરોને પેટીમાં સંતાડી અને
વાંસડાને ઘરની અંધારી ઓરડીમાં ફેંકી દીધો.

જોત જોતામાં બે વર્ષ વીતી ગયાં અને કાકા જાત્રા
કરી પાછા ફર્યા. શેઠની પાસે જઇ તેમણે વાંસડાની માગણી
કરી; ત્યારે શેઠ તો જાણે ડોસાને ઓળખતાજ ન હોય તેવો
ડોળ બતાવી કહેવા લાગ્યા. "કાકા ગળે ન પડો." ઘણી
રકઝક પછી શેઠે કહ્યું ' કાકા હું કહેતાં ઘણોજ દિલગીર
થાઉં છું કે તમારા વાંસડાને છછુંદર ખાઇ ગયું " ડોસા
કાંઇ પણ નહિ બોલતાં ત્યાંથી ચાલતા થયા. ડોસા ગામની
નિશાળના મોટા મહેતાજી નીમાયા. શેઠનો છોકરો
પણ મહેતાજી પાસે ભણવા જતો. એક દિવસ મહેતાજીએ
શેઠના છોકરાને કહ્યું "અલ્યા, પ્રેમચંદ, આજે રજા મળે
કે તરત પેલા તળાવ પાસે જઇ બેસજે. ઘેર ગયો તો તારી
ચામડી તોડી નાખીશ." બિચારો પ્રેમચંદ રજા મળતાં
તળાવને કાંઠે જઇને બેઠો મહેતાજી બધા છોકરાને ઘેર
પહોંચી ગએલા જોઇ પ્રેમચદને એક ગુપ્ત સ્થાનમાં
લઇ જઇ એક કોટડીમાં પૂર્યો અને કહ્યું "જો ચું પણ
કરી તો યાદ રાખજે કે જીવતો નથી રહેવાનો."

છેક સાંઝે શેઠનો માણસ પ્રેમચંદને શોધવા નીકળ્યો
પણ પતો લાગ્યો નહિ. શેઠ પોતે આવી મહેતાજીને પૂછવા

લાગ્યા કે "અમારો પ્રેમચંદ આજે હજુ સુધી કેમ ઘેર આવ્યો નથી?" મહેતાજીએ તરત જણાવ્યું કે "શેઠ! મેં તો બધાને રજા આપી; પછી તમારો છોકરો ક્યાં ગયો તેની મને શી ખબર?" પણ હા, હમણાંજ એક ગીધ એક છોકરાને ઉપાડી જતું દેખાયું. તે પ્રેમચંદ તો નહિ હોય?" શેઠે મહેતાજીના ગપાટા સાંભળી પોલીસને ખબર આપી. પોલીસે મહેતાજીને ખૂબ ધમકાવ્યા અને કહ્યું "સીધા સીધા છોકરો આપી દો, ગીધ તે વળી છોક-રાને ઉંચકી જતું હશે? ગાંડા થયા છો કે શું?"

આ સાંભળી મહેતાજી ક્રુદ્ધવદન બનાવી બોલ્યા 'જમા-દાર સાહેબ!.......

शठस्य शाठ्यं शठ एव वेत्ति
नैवाशठो वेत्ति शठस्य शाठ्यम् ।
छुछुन्दरी खादति वंशदण्डम्
कथम्न गृध्रेन हृतः कुमारः ॥

ભાવાર્થ:—છછુન્દરી વાંસ ખાઇ શકે તો ગીધ છોકરાને શા માટે ન ઉપાડી શકે? લુચ્ચાની લુચ્ચાઇ લુચ્ચોજ જાણી શકે! હું તીર્થાટન કરવા ગયો હતો ત્યારે આજ શેઠને ત્યાં હું સોના મોહોરોથી ભરેલા વાંસડાને મૂકી ગયો હતો. મને ખાત્રી હતી કે હું યાત્રાએથી પાછો આવીશ ત્યારે મને

વાંસડો મળી જશે. પણ શેઠ તો કહે છે જે 'છછુન્દર વાંસડાને હોઈઆં કરી ગયું.' જો છછુન્દર વાંસડાને પાછો આપે તો મારા પ્રતાપે ગીધ પણ કદાચ છોકરાને પાછો આપે ! !

શેઠ મહેતાજીને ઓળખી ગયા અને હવે આપણું કાંઇ ચાલે એમ નથી એ જાણી વાંસડા સહિત મોહોરો પાછી આપી દીધી. એટલે મહેતાજીએ પણ વિના વિલંબે છોકરાને સોંપી દીધો.

—:o:—




## આળસ.




ક દિવસે બે આળસુ માણસ મુસાફરીએ નિકળ્યા. આળસમાં એકથી બીજો ચઢી જાય એવા હતા. મધ્યાન્હનો સમય હોવાથી તાપ સખત પડતો હતો તેથી બન્ને જણ બોરડીના ઝાડ નીચે સૂતા. અતિ પરિશ્રમ કરેલો હોવાથી બન્ને જણને એટલી બધી

ઉંઘ આવી કે આખી રાત કયાં અને કેવી રીતે ચાલી ગઇ તેનું પણ તેમને ભાન રહ્યું નહિ. બીજે દિવસે આશરે એક વાગે બન્ને જણની આંખ ઉઘડી તો પણ ઉઠીને ઉભા થવા જેટલી શકિત હતી નહિ પડયા પડયા વાતોના ગપાટા હાંકતા હતા એવામાં એક જણની છાતીપર બેચાર બોર પડયાં એ જોઇ તે ઘણો હરખાયો પણ આળસને લીધે છાતીપરથી બોર ઉપાડી મ્હોંમાં નાખવા જેટલી હિમ્મત ચાલી નહિ. તેથી તેણે એક મુસાફરને જતો જોઇ તેને બોલાવ્યો અને કહ્યું, "ભાઇ, મારી છાતીપર આ બોર પડયાં છે તે જો તું મારા મ્હોમાં નાખી દે તો તારી મોટી મહેરબાની!" મુસાફરે જવાબમાં કહ્યું, "તારા કરતાં દુનીઆમાં વધારે આળસુ કોણ હોઇ શકે! તું તારી છાતીપર પડેલા બોરને પણ ઉપાડવા આળસ કરે છે!! એટલામાં તો બીજો બોલી ઉઠયો, "ભાઇ, તમારી વાત તદન સાચી છે! જુઓને, આખી રાત એક કુતરો આવી મારૂં મ્હોડું ચાટતો રહયો મે એને ઘણુંએ કહ્યું કે 'જરા કુતરાને તો હાંકી કાઢ,' પણ એ સાંભળેજ શેનો?"

પેલો મુસાફર આળસની સાક્ષાત્ મૂર્તિઓને નમસ્કાર કરી ત્યાંથી ચાલતો થયો.

પાશ્ચાત્ય દેશના પ્રભાવે લોકોમાં આળસનું પ્રમાણ કંઈક અંશે વધ્યું. આ આળસને શાંતિ કહેવામાં આવે છે પરન્તુ એવી અશાન્ત શાન્તિમાં મગ્ન થઇ ભારતવર્ષે

પોતાની જાગૃતિ ગુમાવી. પ્રાચીન ઋષિમુનિઓની ભૂલ કાઢવી એ આપણા સામર્થ્યની બહાર છે. તેમણે તો કહ્યું છે કે " ब्राह्मे मुहूर्ते उत्तिष्ठेत् सिद्धिकामः सदानरः "; છતાં આપણા દરેક દેશી કાર્યમાં આળસને તો અગ્રસ્થાન હોયજ ! ! !

---

## રત્ન ૫૮ મું.

---

### क्यों जनाब ! कैसा हाल है ?



ત્તર હિંદુસ્તાનના લખનૌ શહેરમાં એક ફાંકડો જુવાનીઓ રહેતો હતો. રોજ સાંઝે તે રેશમી આલ્પાકાનો કોટ, ચુડીદાર સુરવાળ અને કસબથી મઢેલાં પગરખાં પહેરી તેમજ માથાપરના ખુબસૂરત વાળ લોકોની નજરે પડે એટલા માટે એક કસબી ટોપી કાન સુધી પહેરી શહેરના મોટા બજારમાં ફરવા નિકળતો. ભાઈ સાહેબનો મિજાસ તો એટલો બધો તીખો હતો કે પ્રથમ દૃષ્ટિએ કોઇ પણ કાચોપોચો માણસ

અંજાઇ જતો, પરન્તુ ભાઇ સાહેબનું શરીર તો સૂકી લાકડી કરતાં પણ નાજુક હતું.

એક દિવસ સાંઝે ફરતાં ફરતાં અચાનક એક ઓળખીતો માણસ મળ્યો. તેણે ભાઇ સાહેબને 'રામ રામ' કહી પૂછ્યું "क्यों जनाब कैसा हाल है? बालबच्चे तो राजी हैं न?" એ સાંભળતાંજ પેલા ફાંકડા જુવાનને ઘણોજ ગુસ્સો ચઢયો. મનમાં વિચારવા લાગ્યો કે "આ મૂર્ખને એટલી પણ ખબર નથી કે હું તો હરતો ફરતો અને તંદુરસ્ત છું અને મારાં બાળબચ્ચાં પણ ઘરમાં રાજી છે છતાં એનાથી "कैसा हाल है वगेरे' પૂછાયજ કેમ?" આંખો લાલ બનાવી અને ભ્રકુટી ચઢાવી ભાઇ સાહેબ બોલ્યા, 'क्या अंधा तो नहीं है? देखता नहीं मैं कैसा हुं और मेरा हाल कैसा है? तू कैसा बेवकुफ है जो पूछता है 'बालबचे तो राजी है न? तेरा क्या मनशा है? तेरा चले तो मार डालिओ."

ભાઇ સાહેબના મિત્રે જવાબ આપ્યો "माइ साहब, मैंने तो आपकी तबीअत पूछीथी, अब पता लग गया कि अब तो आपकी तबीअत औरभी बिगड गइ है!! माफ कीजिएगा" એમ કહી તે ચાલતો થયો.

જે મનુષ્ય ક્ષણ ક્ષણમાં પોતાનો મિજાસ ગુમાવી બેસે છે તે દરેક ઠેકાણે નિંદાને પાત્ર થાય છે.

———•———

## રત્ન ૫૯ મું.

### ગતાનુગતિક (અંધ ચાલ.)



એક સાધુએ ઘણા વર્ષ સુધી ભીખ માગીને લગભગ દોઢસો રૂપીઆ એકઠા કર્યા હતા. **साध्नोति परकार्याणि स साधुः** એ સૂત્રને સાધુ જાણતા નહોતા. સો દોઢસો રૂપીઆ હોય તો ઘડપણે કામ આવે એ આશાથી તેમણે રૂપીઆને એક પિત્તળની ન્હાની પેટીમાં સંઘરી રાખ્યા. એક દિવસ સાધુને યાત્રા કરવાનું મન થયું એટલે એકાન્તમાં વિચાર કર્યો કે 'આ પેટીને જો સાથે લઇ જઇશ તો મારૂં સર્વસ્વ હરાઇ જશે, માટે ગામની બહાર કોઇ એકાન્ત સ્થળમાં દાટી દેવી જોઇએ. એ વિચારને વગર વિલંબે અમલમાં મૂકવા સાધુ ગામની બહાર શૌચ જવાનો ડોળ કરી ચાલ્યા. આસપાસ કોઇ છે નહિ એમ ધારી સાધુએ ખાડો ખોદી પેટી મૂકી અને ખાડો પૂરી દઈ તેના ઉપર નિશાનીની ખાતર એક ઢગલી બનાવી. એટલામાં એક ગ્રામવાસી સાધુને ઢગલી કરતો જોઇ વિચારવા લાગ્યો કે

'સાધુ લોકો જે કરે છે તે સારૂંજ કરે છે; માટે આપણે પણ તેમજ કરવું જોઇએ ....., પ્રત્યુત તેણે પણ એક ઢગલી સાધુની ઢગલીના પાસેજ ઉભી કરી. મહાત્મા તો કયારના અદ્રશ્ય થઇ ગયા હતા એટલે કાંઇ જાણી શકયા નહિ ધીમે ધીમે એ સ્થાનમાં અનેક ઢગલીઓ થઇ ગઇ કારણ કે ગ્રામવાસી સમજતા હતા કે ઢગલી કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે.'

સાધુ યાત્રા કરીને પાછા આવ્યા કે તરતજ પેટીની તપાસ કરવા ચાલ્યા. ત્યાં જઇને જોયું તો અસંખ્ય ઢગલીઓ થઇ ગઇ છે. એ જોઇ તે એકાએક બોલી ઉઠયા.

**गतानुगतिको लोको न लोकः पारमार्थिकः ।**
**पश्य लोकस्य मूर्खत्वं हृतं मे रूप्यभाजनम् ॥**

અંધ અનુકરણ તે આનું નામ! કોઇ પણ વાતનું તત્વ જાણવાની પુરસદ ઘણા થોડાને હોય છે.






## અંધ અનુકરણ.




ક બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણ બ્રહ્મમુહૂર્તમાં ઉઠી પ્રાત:સવનનો આરંભ કરતાં શંખધ્વનિ કરતા અને મૂર્તિમન્ત ઠાકોરજીને જગાડતા. બ્રાહ્મણની પડોશમાં એક કુમ્ભકાર (કુંભાર) ને ઘેર એક ગર્દભ (ગધેડો) હતો; જ્યારે બ્રાહ્મણના શંખનો ધ્વનિ ગર્દભને કાને પહોંચતો ત્યારે તે પણ શંખની સાથે સાથેજ પોતાનો નાદ ગજાવતો અને લોકોનાં મન હરી લેતો!! બ્રાહ્મણે વિચાર્યું કે 'આ ગર્દભરાજ કોઇ અપૂર્વ જીવ જણાય છે! પોતાના નાદદ્વારા એ પણ ઠાકોરજીને રીઝવતો હોય એમ લાગે છે!!' તે દિવસથી બ્રાહ્મણે એનું નામ 'શંખેશ્વર' પાડયું. થોડા દિવસ વીત્યા બાદ 'શંખેશ્વર' નું એકાએક અવસાન થઇ ગયું, તેથી બ્રાહ્મણના શંખનાદનો પ્રતિધ્વનિ હવે કોણ કરે? પૂજાપાઠ સમાપ્ત કરી બ્રાહ્મણ કુંભારને ત્યાં પહોંચ્યા અને

પૂછવા લાગ્યા 'આજે શંખેશ્વર કેમ જણાતા નથી?" કુંભારે ચકિત થઇ પૂછયું "શખેશ્વર કોણ?" "એ તો તમારે ત્યાં પેલો પ્રભુભક્ત ગર્દભરાજ (ગધેડો) હતો તે" બ્રાહ્મણે દિલગીરી ભર્યા અવાજે ઉત્તર આપ્યો. કુંભારે જણાવ્યું કે "મહારાજ! ગધેડો તો કાલે સાંજે ગુજરી ગયો." મહારાજના શોકનો પાર રહ્યો નહિ.

તેમણે વિચાર્યું કે 'શંખેશ્વર મહારાજની પાછળ આપણે બીજું શું કરી શકવાના હતા? દાઢી મુછ ઉતરાવીશું તોપણ બસ છે.' એ વિચારની ધુનમાં મહારાજે હજામને ત્યાં જઇ દાઢી, મુછ, માથું બોડાવ્યાં અને નદીએ સ્નાન કરી, પાછા ફરતાં મોદીની દુકાને સીધું સામાન ખરીદવા ઉભા રહ્યા. મોદીએ પુછયું "કેમ મહારાજ! આજે કાંઇક અશુભ જણાય છે?" બ્રાહ્મણે કહ્યું "શંખેશ્વર મહારાજનું મૃત્યુ થયું તેના શોકમાંજ આ બધું!!"

વાણીઆએ વિચાર્યું કે 'લોકચાલે આપણે પણ થોડો ઘણો શોક પ્રદર્શિત કરવો જોઇએ' વાણીઆએ પણ કોઇની વાટ ન જોતાં દાઢી મુછ ઉતરાવ્યાં. એટલામાં તો આડોશી પાડોશના સર્વે દુકાનદારોને ખબર પડતાં તેમણે પણ વાણીઆનું શુભ અનુકરણ કર્યું. બીજે દિવસે દેશી પલ્ટનના કેટલાક સિપાઇઓ બજારમાં સોદો ખરીદવા આવ્યા. તેમણે પણ દુકાનદારોના શોકમાં ભાગ લેવા માથાં બોડાવ્યાં. ત્રીજે

દિવસે જ્યારે કેપ્ટન કવાયત કરાવવા આવ્યો ત્યારે સિપાઇઓનાં દાઢી મુછ વગરનાં મોઢાં જોઇ કહેવા લાગ્યો "વલ, ટુમ લોગોને યે કયા કિયા હય ? કયું બાલ નિકલવાડિયા ?"

સિપાઇઓએ જણાવ્યું કે 'સાહેબ ! એક શંખેશ્વર મહારાજ થા, સો મર ગયા, ઉસકે અફ્સોસમેં બાલ કટવા ડાલા. અયસે વખતપર દાઢી મુછ સિર સાફ કરવાનેકા હમારેમેં ચાલ હય !"

કેપ્ટને પૂછયું, "વો કોન ઠા ઔર કહાં રહેટા થા ?"

સિપાઇઓએ જવાબ આપ્યો કે ' યે તો હમ નહીં જાનતે મગર બજારમેં બનિએ લોગોંસે સુના.'

કેપ્ટને કહ્યું. "ટુમ લોગ બડા બેવકૂફ હય ! જાનટે નહિ ટો બાલ કયોં કટવાયા ? ચલો હમ તુમ્હારે સાથ ચલટે હય !"

કેપ્ટન અને તેના સિપાઇઓ બજારમાં ગયા ને ત્યાં કેપ્ટને એક દુકાનદારને પુછયું. "ટુમને હમારી પલ્ટનકે આડમીઓંકો કહા હય કે શંખેશ્વર ગુજર ગયા હય.

દુકાનદારે કહ્યુ "હા. સચ હય."

કેપ્ટને પૂછયુ "વહ કોન ઠા ઔર કહાં રહેટા થા ?"

દુકાનદારે જણાવ્યું કે "સાહેબ, મને તો ખબર નથી, પેલા દુકાનવાળાને જઇને પુછો. એ બધું જાણે છે."

કેપ્ટન પુરતી તપાસ કરવા માટે દુકાનદારને ત્યાં ગયો અને પુછયું "તુમને હમારે સિપાઈઓંકો બાલ કટવાનેકો કયોં કહા ?"

વાણિઆએ ઉત્તર આપ્યો કે "સાહેબ એ લોકોએ તો અમારા શોકમાં ભાગ લીધો છે."

કેપ્ટને ફરીથી પુછયું, "શંખેશ્વર કૌન થા જો ઇટના અફસોસ કરતે હય ?"

વાણિઆએ કહ્યું "સાહેબ ! હું તો એમને નથી ઓળખતો પણ અમારા પુરોહિત પંડિત ગજાનન શાસ્ત્રી એ હકીકત જાણે છે.'

વધુ તપાસ માટે કૅપ્ટન ગજાનન શાસ્ત્રી પાસે ગયો અને ત્યાં પૂછપરછ કરતાં જણાયું કે 'શંખેશ્વર મહારાજ' કુંભારનો ગધેડો હતો અને તેના મૃત્યુથીજ આ સઘળા લોકોએ તેનું શ્રાદ્ધ કર્યું હતું.' સિપાઇઓને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તો તેઓ ઘણાજ શરમાયા !! પાઠક ! મનુષ્ય અનુકરણ તો કરે છે પરન્તુ જો તે અનુકરણ વિવેક પૂર્વક ન થયું હોય તો પરિણામ અનિષ્ટ થાય છે.

'અમારા બાપ દાદાથી સનાતન ચાલી આવી છે.' એવું માનનારા પણ આ દેશમાં અસંખ્યેય છે. કવિ કુલગુરૂ કાલિદાસે સત્ય કહ્યું છે કેઃ—

पुराणमित्येव न साधु सर्वं
न चापि नूनं नवमित्यवद्यम् ।
सन्तः परीक्ष्यान्यतरद् भजन्ते
मूढः परप्रत्ययनेय बुद्धिः ॥

ભાવાર્થ: જૂનું એટલું સારૂં અને નવું એટલું ખરાબ એ તો બની શકેજ નહિ. સજ્જન પુરૂષો દરેક વાતની પૂર્ણ પરીક્ષા કર્યા પછીજ તેનું અનુકરણ અથવા દૂરીકરણ કરે છે પરન્તુ મૂઢ લોકો કેવળ બીજાના અભિપ્રાય પરજ આધાર રાખી કાર્ય કરે છે!






—:o:—

## સાચું શ્રાદ્ધ.




ક શેઠને બે પુત્ર હતા. શેઠનો મોટો પુત્ર બુરી સોબતને લીધે દુરાચારી તેમજ ઉડાઉ બની ગયો હતો અને ન્હાના પુત્રને હજુ સુધી મોટાની સોબતની અસર નહિ લાગવાથી પિતૃપરાયણ તેમજ સુશીલ હતો. મોટા પુત્રને જોઇ શેઠને જેટલું દુ:ખ થતું તેના કરતાં વિશેષ આનંદ ન્હાના પુત્રના આચરણ જોઇને થતો. દૈવયોગે શેઠ વ્યાધિગ્રસ્ત થઇ પથારીને વશ થયા. મોટા પુત્રને તો મઝા પડી અને તેણે મનમાં વિચાર્યું કે 'હવે તો બાપા પથારીમાંથી ઉઠે તેમ લાગતું નથી; રોજ ટક ટક કર્યા કરતા; બસ! હવે કોઇ પૂછનાર કે ગાછનાર નથી; મઝેથી માલ મલીદા ઉડાવશું અને મોજ આવે ત્યાં ફરીશું.' ન્હાના પુત્રને આવા તર્ક વિતર્કો અને ઉચ્છૃંખલપણું કયાંથી સૂઝે? તે બિચારો રાત દિવસ પિતાની આજ્ઞા વિના તેની પથારી આગળથી જરાએ ખસતો નહિ. દૈવવશાત્ વ્યાધિએ શનૈઃ શનૈઃ ઉગ્ર સ્વરૂપ

ધારણ કરવા માંડયું. શેઠની સ્થિતિ ગંભીર થતી ગઇ અને હવે શેઠ બે ઘડીના પરોણા છે' એમ સર્વે કહેવા લાગ્યા. ન્હાના પુત્રના નિર્દોષ આત્મામાં તો એજ શ્રદ્ધા વ્યાપી રહી હતી કે પિતાજી જરૂર સારા થશે શેઠની ગંભીર સ્થિતિના સમાચાર સાંભળતાંજ મોટા પુત્રે એના દોસ્ત-ભાઇબંદોની સલાહથી અન્ત્યેષ્ટિ સંસ્કારનો સઘળો સામાન લાવી મૂકયો; તે અહિં સુધી કે ઠાઠડીને માટે વાંસદોરી પણ લાવવાનું ભૂલી ન ગયો; કેમકે, ન કરે નારાયણ ને ન બનવાનું બની ગયું તો! ગોર મહારાજને અર્પણ કરવાનું સીધું, ઉત્તરક્રિયાનો સામાન વગેરે એક ઓરડીમાં મૂકી તેને તાળું વાસી મોટા ભાઇ પિતાના મરણની ઇન્તેજારી કરી રહ્યા!!!

ન્હાનો ભાઇ પોતાની શ્રદ્ધામાં અડગ હતો. તેણે પિતાની સેવા ચાલુજ રાખી. 'જેને રામ રાખે તેને કોણ મારે! એ સૂત્ર અનુસાર શેઠની તબિઅતમાં એક આનો ફેર પડયો બે ચાર દિવસમાં તો શેઠ ભાનમાં આવી ગયા અને ન્હાના પુત્રને પાસે બેઠેલો જોઇ તેની આંખમાંથી આનંદાશ્રુ વહેવા લાગ્યાં. ઇશ્વરકૃપાથી શેઠની તબિઅત હવે લગભગ બાર આના જેટલી સુધરી ગઇ અને વૈદ્ય હલકો ખોરાક લેવાનું જણાવ્યાથી ન્હાના પુત્રે ગુપ્ત રીતે પેલી સીધા સામાનની ઓરડીમાંથી ઘી, ગોળ લોટ, ભાત વગેરે

કાઢી પિતાને થોડો થોડો આહાર આપવા માંડયો. મહિ
માસની અંદર તો શેઠ હરતા ફરતા થઇ ગયા ખરેખ
સેવા ભાવ અને આત્મશ્રદ્ધા અલૌકિક વસ્તુઓ છે!!

શેઠને મોટા પુત્રની વર્તણુંકની ખબર પડતાંજ બ
પુત્રોને પાસે બોલાવી કહ્યું મારૂં ખરૂં "શ્રાદ્ધ આ ન્હાન
એજ કર્યું" (મોટાને ઉદ્દેશીને) તેં તો મારૂં મોત
ઇચ્છયું હતું અને તે માટે તો મારી ઠાઠડીની સામગ્ર
પણ તૈયાર રાખવા ચૂકયો નહિ. એટલું તો અવશ્ય સ્મર
રાખજો કે માણસનું શ્રાદ્ધ મર્યા પછી નહિ પરન્તુ મ
પહેલાંજ થઇ શકે છે. માણસ પોતે પોતાનું શ્રાદ્ધ શ્રદ્ધ
પૂર્વક દાનધર્મ કરી શકે છે. પુત્ર કલત્રાદિ તેમના વ
લોનું શ્રાદ્ધ તેમની ખંતથી સેવા કરીનેજ કરી શકે
શ્રાદ્ધનો ખરો અર્થ તો આ ન્હાના ભાઇ પાસે પૂછી લે

શ્રાદ્ધનો સાચો અર્થ જો આપણુ બંધુઓ સમજે
પ્રતિવર્ષ કુમાર્ગે જતું દાન અવશ્ય અટકે અને દેશ
ભાવિ ઉદ્ધારનું એક પગથિયું આપણે ચઢયા એમ કહેવા
વાંધો ન આવે!



## રત્ન ૬૨ મું.



### ગોતમી.



મહાત્મા બુધ્ધના સમયમાં ગોતમી નામની એક સ્ત્રી હતી. તેનો એકનો એક દીકરો ગુજરી જવાથી તે અત્યંત વ્યાકુળ થઇ રડતી કૂટતી મહોલ્લે મહોલ્લે અને શેરીએ શેરીએ ફરવા લાગી અને બૂમો પાડી આર્તસ્વરે કહેવા લાગી "ભાઇઓ! મારા પુત્રને જીવતો કરી આપો તો હું ગમે તે આપવા તૈયાર છું." આ વાત મનુષ્યની શક્તિની બહાર હોવાથી કોઇ પણ માણસ એવું ન મળ્યું કે જે ગોતમીના દીકરાને જીવતો કરી શકે આખરે એક સજ્જને ગોતમીને કહ્યું "બહેન, મહાત્મા બુધ્ધ એક ચમત્કારી પુરૂષ છે; જો તું એમની પાસે જાય તો તારૂં દુઃખ કદાચ દૂર થઇ શકે ખરૂં."

વિના વિલંબે ગોતમીએ બુધ્ધ મહારાજની પાસે જઇ મરેલા દીકરાને તેમના ચરણો આગળ મૂકયો. અત્યંત વિલાપ

તથા રૂદન કરી કહેવા લાગી "પ્રભો! મારા પુત્રને જીવન-દાન આપો તો હું આપનો કોટિ કોટિ ઉપકાર માનીશ; આપ કહેશો તે બાધા રાખીશ." મહાત્મા બુદ્ધે જણાવ્યું કે "જો તું એક કામ કરે તો હું તારા દુ:ખને ઓછું કરી શકું." ગોતમીએ પૂછયું 'ભગવન્, જે કહેશો તે મારે શિરોધાર્ય છે."

પછી બુદ્ધ મહારાજે તેને કહ્યું, "શહેરમાં જા અને દરેક ઘેરથી એક એક મુઠી અનાજ લઇ આવ. પરન્તુ એવે ઘેરથીજ લઇ આવજે કે જે ઘરમાં હજી સુધી કોઇ પણ મરણ થયું ન હોય" ગોતમી એ વાતનો મર્મ નહિ જાણતી હોવાથી આખા શહેરમાં ફરી વળી પણ તેને એક ઘર એવું ન જડયું કે જેમાં એક પણ મૃત્યુ ન થયું હોય; કોઇએ કહ્યું 'મારો બાપ' તો કોઇએ કહ્યું 'મારી મા' મરી ગઇ છે, વસ્તુતઃ કોઇએ 'ના' તો પાડીજ નહિ. નિરાશ થઇ તે બુદ્ધ દેવની પાસે ગઇ અને સઘળી કકીકત કહી જણાવી. આખરે બુદ્ધ મહારાજે ગોતમીને ઉપદેશ આપતાં જણાવ્યું કે "જે જન્મે છે તે મરે છે અને જે મરણ પામે છે તે જન્મ લેવાનેજ. મૃત્યુ એ શરીરનો ધર્મ છે આત્માનો નહિ માટે તારા પુત્રને માટે જે શોક તું કરે છે તે ખરૂં જોતાં વ્યર્થ છે." શ્રીમદ્ ભગવદ્ગીતામાં કૃષ્ણ મહારાજે કહ્યું છે કેઃ—

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥

સદાચારી પુરૂષોને માટે મૃત્યુ ભયદાયક નથી તેમ જન્મ દુઃખદાયક નથી.

---



## મોટાની મોટાઇ.



પુણ્યનામ મહર્ષિ દયાનન્દ સરસ્વતીનો જન્મ સૌરાષ્ટ્રભૂમિમાં આવેલા મોરબી પ્રાન્તમાં સંવત ૧૮૮૧ માં થયો હતો. વેદધર્મના પુનરૂદ્ધાર માટે સતત પ્રયાસ કર્યા પછી આર્ય-સમાજની સ્થાપના કરનાર એજ હતા. ધાર્મિક પ્રવર્તકોને ધર્મપ્રચારના કાર્યમાં અનેક સંકટો વેઠવાં પડે છે પરન્તુ તે સંકટો તેમની આગળ ક્ષુદ્રરૂપે ભાસે છે. ચારે તરફથી વિરોધ હોવા છતાં દયાનન્દ પોતાનું કામ ખંતથી કરતા હતા.

પંજાબ પ્રદેશના અમૃતસર નગરમાં **સ્વામી દયાનન્દ** વ્યાખ્યાન આપવા ત્યાંના લોકો સમક્ષ ઉપસ્થિત થતાં એક વિરોધીએ એમના ઉપર પત્થર ફેંકયો સ્વામીજીને માથામાં વાગ્યું તોપણ તેમણે વ્યાખ્યાન ચાલુ રાખ્યું. વ્યાખ્યાન પૂરૂં થયા પછી કેટલાક માણુસોએ પેલા વિરોધીને પકડી સ્વામી દયાનન્દ સમક્ષ હાજર કર્યો અને જણાવ્યું કે "મહારાજ! આ માણુસે આપના ઉપર પથરો ફેંકયો હતો આપ કહો તો એને પોલીસને આધીન કરીએ અને સજા કરાવીએ." **સ્વામી દયાનન્દ** આ સાંભળી ચકિત થયા. થોડી વાર પછી ગંભીરતાપૂર્વક તેમણે જણાવ્યું કે "ભાઇઓ! ભારતવર્ષ તો હજાર વર્ષ થયાં બંધનમાં પડયું છે તેને તો પહેલાં છોડાવો! હું લોકોને બંધનમાં નાંખવા નથી આવ્યો પરન્તુ તેમને માનસિક દાસત્વના બંધનમાંથી મુક્ત કરવા આવ્યો છું." સ્વામીનો ઉત્તર સાંભળી સર્વે સ્તબ્ધ થઇ ઉભા રહ્યા અને મનમાં ને મનમાં તેમની ઉદારતાના વખાણુ કરવા લાગ્યા. પેલા વિરોધીને પણ એટલી બધી અસર થઇ કે તે તરતજ સ્વામીના ચરણોમાં નમ્યો અને પાછળથી વેદધર્મનો પકકો અનુયાયી બન્યો.

પ્રિય પાઠક! '**उदारचरितानां तु वसुधैव कुटुम्बकम्**' એ સૂત્ર સ્વામીજીએ ચરિતાર્થ કર્યું. એમના જીવનના દરેક પ્રસંગે કાંઇને કાંઇ નવું જાણુવાનું મળે છે.

## રત્ન ૬૪ મું.

### અભય દાન.



ભારતવર્ષના એક ગામમાં એક વખત સખત પ્લેગ ચાલ્યો. તે ગામમાં કેટલાક હીંદુનાં તેમ કેટલાંક મુસલમાનોનાં ઘરો પણ હતાં. પ્લેગ અથવા કોલેરા ફાટી નીકળે છે ત્યારે અજ્ઞાન પ્રજાની અત્યંત શોકજનક દશા થાય છે. ગામના લોકો એક પછી એક પોતપોતાનાં ઘરને તાળાં દઇ અથવા ઘરમાં પીડિત દર્દીને ત્યાંનો ત્યાં મૂકી ગામ બહાર રહેવા નીકળી પડયા. એક હીંદુ ગૃહસ્થની ત્રણ કન્યાઓને પ્લેગ લાગુ પડયો હતો. કન્યાના મા બાપ તથા ભાઇ તેમને ઘરમાં ગોંધી પોતપોતાનો જીવ બચાવવા ગામ બહાર વાસો કરવા લાગ્યા. બિચારી કન્યાઓને પાણી સરખું આપવા કોઇ રહ્યું નહિ. પોતાના કઠોર માબાપ તથા ભાઇના નિષ્ઠુર વર્તનથી કન્યાઓના દુઃખનો પાર રહયો નહિ. તેમણે કારમી ચીસો પાડવા માંડી. એ ચીસો સાંભળી કઠોરમાં કઠોર હૃદય પણ તત્કાળ પીગળી જાય. પડોશમાં એક મુસલમાન ભાઇ

રહેતો હતો. તે પોતે તેમજ તેની સ્ત્રી અત્યંત માયાળુ સ્વભાવના હતાં. તે દયાળુ ભાઇ કન્યાઓનો આર્તનાદ સાંભળી તેમને પોતાને ઘેર લાવ્યો અને પોતાનાથી બની તેટલી સેવા સારવાર કરી. ઇશ્વરની અપાર કરૂણા કે થોડાજ દિવસમાં ત્રણે કન્યાઓ પ્લેગ જેવા ભયંકર વ્યાધિમાંથી મુક્ત થઇ હરવા ફરવા લાગી. પ્લેગનું જોર સહેજ ધીમું પડયું તો પણ કન્યાના માબાપને પોતાની કન્યાઓ મરી ગઇ કે જીવતી છે તે પણ જાણવાની ફુરસદ ન મળી. પેલા દયાળુ મુસલમાન ભાઇએ પોતાની સેવા સફળ થઇ જાણી ઇશ્વર પાસે દુવા માગી. તેણે કન્યાઓને પુછયું 'બ્હેનો, હવે તમે સારા થઇ ગયાં છો. તમે કહો તો તમારા માબાપની પાસે મૂકી આવું.' મોટી કન્યાએ કહ્યું, આપની મોટી મહેરબાની, ઇશ્વરની કૃપાના સાધન થઇ આપે અમને જે જીવનદાન આપ્યું છે તેને માટે અમે આપનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછોજ.

મુસલમાનઃ મેં તો મારૂં કર્તવ્ય કર્યું છે.

મોટી કન્યાઃ કૃપા કરી મને મારે સાસરે જવાની રજા આપશો તો ઉપકાર.

મુસલમાનભાઇએ તરતજ વાહનની ગોઠવણ કરી આપી અને મોટી કન્યાને તેને સાસરે સહીસલામત પહોંચાડી.

બ્હેનોથી વિખૂટી થતી વખતે સર્વેનાં નેત્રોમાં અશ્રુ ભરાઈ આવ્યાં અને સર્વેએ ઈશ્વરનો તેમ મુસલમાનભાઈનો મૂક વદને આભાર માન્યો

ન્હાની કન્યાઓ હજુ અવિવાહિત હોવાથી મુસલમાન-ભાઈએ તેમને તેમનાં માબાપ પાસે મૂકી આવવા જણાવ્યું પરન્તુ કન્યાઓ સમજદાર હોવાથી કહેવા લાગી "અમારા માબાપ તો અમને પ્લેગ જેવા મહાવ્યાધિમાં રખડતાં અને રઝળતાં મૂકી પોતપોતાનો પ્રાણ બચાવવા ન્હાસી ગયાં. આપે અમને અભયદાન આપી મૃત્યુના પંજામાંથી બચાવી. હવે ત્યાં જવાથી શો લાભ? અમે તો તમનેજ માબાપ ગણી તમારોજ ધર્મ સ્વીકારી તમારી માફકજ દુઃખી લોકોની સેવામાં અમારૂં જીવન ગાળીશું. આશા છે કે આપ અમને અવશ્ય આશ્રય આપશો."

પાઠકો તથા પાઠિકાઓ! આ કન્યાઓએ આપણી દૃષ્ટિથી કદાચ સારૂં ન કર્યું એમ કહેવાશે તથાપિ આપ-ત્કાળમાં કુમળી વયની કન્યાઓનું એ કથન ઉચિત તેમજ યુક્તિયુક્ત હતું કે નહિ એનો તમે પોતેજ વિચાર કરી લેશો. હીંદુધર્મની નિર્ભયતામાં ન્યૂનતા છે એટલે તે બીજાને નિર્ભય બનાવી શકે નહિ. જો હીંદુ ધર્મે પર-ધર્માવલંબીઓને અભયદાન આપ્યું હોત તો અત્યારે હીંદુ ધર્મ સમસ્ત સંસારને ઝુકાવી શકત.

---




# ખોટો વિવેક.




ખનૌ શહેરના રેલ્વે સ્ટેશનપર બે મુસલમાન નવજુવાન બેઠા બેઠા ગાડીની વાટ જોતા હતા. સાધારણ વાતચીતપરથી બન્ને જણ પરસ્પર મિત્ર બની ગયા. ગાડી પ્લેટફોર્મપર આવી ઉભી અને આ જુવાનો પણ ગાડીના બારણા પાસે આવી ઉભા. બન્ને મિત્ર હોવાથી બન્નેમાંથી એક પણ જો પહેલો ચઢે તો બીજાનું અપમાન થયું ગણાય—તેથી પાંચ સાત મિનિટ તો બારણા પાસેજ ઉભા રહી આડા અવળા ગપાટા માર્યા. વખત કેટલો વીતી ગયો તેનું પણ ભાન રહ્યું નહિ. ગાર્ડે સીસોટી મારી અને વાવટો હલાવ્યો એટલે બન્ને ચમકયા. એકે બીજાને કહ્યું 'જિનાબ, વકત હો ગયા હય, બરાયે મહેરબાની આપ તશરીફ રખીએ.' બીજાને એથી સહેજ માઠું લાગ્યું.

મેં અયસી ગુસ્તાખી નહિ કર સકતા. આપહી સવાર હો જાવેં.' ત્યારે પહેલાએ વળી વિશેષ વિવેકપુર્વક કહ્યું 'ઇન્શા અલ્લાહ! અયસા કભી હો સકતા હય! મહેરબાની હોગી અગર આપ પહેલે તશરીફ રખેંગે.' આ પ્રકારે વિવેકપુરઃસર વાગ્યુદ્ધ ચાલતુંજ રહ્યું. ગાડીની સીસોટી વાગી, ગાડી ઉપડી ગઈ તેનું પણ ભાન વિવેક કરવામાંજ ચાલ્યુ ગયું. અફસોસ કે ગાડીવાળાને આ બન્ને જણના વિવેકની ખબર ન હતી નહિતર કદાચ ગાડી બે પાંચ મિનિટ વધારે ઉભી રાખી તે પણ જરા ફારસની મઝા લેત. બન્ને જણા એક બીજાના મોઢા સામે જોતા ઉભાજ રહ્યા. કેટલાક લોકો એમની સ્તબ્ધતાનું કારણ પૂછવા લાગ્યા પણ બિચારા શું બતાવે? ઉર્દૂ ભાષાના એક કવિએ ખરૂં કહ્યું છે કેઃ—

'હય યાર તકલ્લુફમેં[1] તકલીફ સરાસર[2]
આરામસે વો હંય જો તકલ્લુફ નહિ કરતે'

---

૧ ખોટો વિવેક. ૨ બિલકુલ.






## હું તો જાણુતીજ હતી.



મો હનભાઇ પટેલની સ્ત્રી વિદુષી હતી અને સ્વભાવે પણ મળતાવડી હતી. આડોશી પાડોશની કોઇ પણ સ્ત્રી કાંઇ પણ પુછવા અથવા મદદ માગવા આવે તો તે યથા-શક્તિ પોતાની ફરજ બજાવવા ચૂકતી નહિ. તેનું નામ પણ સુશીલા હતું એટલે નામ પ્રમાણે ગુણ હોય એમાં નવાઇ નહિ. મોહનભાઇની પાડોશમાં રામભાઇ પટેલ રહેતા હતા. તેમની સ્ત્રીનું નામ વાચડી હતું. વાચડી-બાઇ બહુ ભણેલાં તો નહોતાં પરન્તુ વાતો કરવામાં તેમજ ગપ્પાં મારવામાં પહેલો નંબર ભોગવતાં. એમનામાં એક બીજો ગુણ એ હતો કે પોતે જે ચીજ નહિ જાણતાં તે આડોશી પાડોશી પાસેથી એવી ચતુરાઇથી જાણી લેતાં કે કોઇને એ વાતની ખબર પણ પડતી નહિ. જ્યારે જ્યારે પાડોશણ કોઇ નવી જાતની રસોઇનો પ્રકાર બતાવે ત્યારે વાચડીબાઇ એજ કહેતાં કે "હું તો એ જાણુતીજ હતી."

આવા પ્રપંચથી વાયડીબાઇ સુશીલા પાસે ખૂબ શીખ્યાં પરન્તુ કોઇ પણ દિવસ એમ ન કહ્યુ કે 'હું તમારી પાસે આ ચીજ શીખી' સુશીલા બહેનને એ વાતની ખબર પડતાંજ તેમણે વાયડીબાઇને નમાવવાનો પ્રયત્ન કર્યો. એક દિવસ વાયડીબાઇ સુશીલાને મળવા આવ્યાં ત્યારે સુશીલાએ પૂછ્યું "કેમ બહેન, આવતી કાલે નાગ પાંચમ છે કે?" વાયડીબાઇ જાણતાં નહોતાં છતાં તેણે હા મા હા મેળવી. બીજે દિવસે અમાસ હોવા છતાં સુશીલાએ વાયડી-બાઇને ટિખળ કરવા સારૂજ ઉપરનો પ્રશ્ન પૂછયો હતો. સુશીલાએ વાત કરતાં જણાવ્યું કે 'જો બહેન, નાગ પાંચમને દિવસે લોકો પૂરણપોળી બનાવે છે. તમને તો તે આવડતીજ હશે."

વાયડીબાઇએ ઉત્તર આપ્યો કે "બહેન, હું તો જાણું છું પણ તમારા દેશમાં પૂરણપોળી કેવી રીતે બનાવે છે તે કહેશો?"

સુશીલા બહેન જાણી ગયાં કે વાયડીબાઇને પૂરણપોળી આવડતી નથી તેથીજ આવી ઉંધી રીતે મને પૂછે છે. તેમણે કહ્યું "જો બહેન, જે દિવસે પૂરણપોળી બનાવવી હોય તે દિવસની આગલી રાતે આંખમાં ખુબ મેંસ આંજી લેવી."

વાયડીબાઇ: હા, પછી?

સુશીલા: સ્હવારના પહોરમાં લગભગ ત્રણ વાગ્યાના સુમારે ઉઠવું, દિશાએ જવું અને હજામને બોલાવી વાળ કપાવી નાખવા.

વાયડીબાઇ: ઠીક, પછી ?

સુશીલા: પછી કોયલો ઘસી આખે શરીરે ચોપડવો ને આકડાના ફૂલની માળા પહેરવી. આટલું થઇ રહે એટલે ઘીમાં દૂધ નાંખી લોટ તૈયાર કરવો અને તેમાં પાશેર જેટલું મીઠું નાખવું.

વાયડીબાઇ: અમારે ત્યાં પણ એજ પ્રમાણે બનાવે છે. હા, હા, પણ પછી?

સુશીલા: પૂરણ પોળી તાવી પરથી ઉતરે કે તરતજ તેને પાણીમાં નાખી દેવાથી નરમ થાય છે.

વાયડીબાઈ: હા, અમારા દેશમાં પણ એજ રીતે થાય છે. પાણીમાં નાખવાથી રેશમ જેવી સુંવાળી થાય છે હોં!!

સુશીલા: વળી ધ્યાન રાખજે કે પૂરણ પોળી પૂરી થાય નહિ ત્યાં સુધી પાટલાપરથી ઉઠવું નહિ કે કોઇની સાથે વાત સુદ્ધાં પણ કરવી નહિ.

વાયડીબાઇએ પૂરણુ પોળીનો પ્રકાર જાણી લીધો; ઘેર
ઇ પોતાના પતિને કહ્યું "સાંભળ્યું કે, કાલે નાગપાંચમ
છે. ગોળ, ઘી, ખાંડ, મીઠું વગેરે લાવી આપજો. રસોઇ
ગભગ બાર વાગે થશે માટે બાર વાગ્યા પહેલાં ઘેર આવતા
હિ." ધણીએ બધી ચીજો લાવી આપી.

વાયડીબાઇએ પૂરણુપોળીનો પ્રકાર શરૂ કર્યો. સુશીલા
હેને સૂચવ્યા મુજબ મેંસ આંજી વાળ કપાવી આકડાના
ુલની માળા પહેરી પૂરણુપોળી બનાવવા તૈયાર થઇ ગયા.

રામભાઇ પટેલ પોતાના વખત પ્રમાણે દસ વાગેજ
ેર પહોંચી ગયા. વાયડીબાઇનું કહેવું તેમને યાદ ન રહ્યું.
ર પહોંચતાં બારણાં ઠોકયાં પણ કોઇએ જવાબ આપ્યો
હિ. રામભાઈ વિમાસણમાં પડી ગયા 'કે રખેને વાયડી
રી તો નહિ ગઇ હોય; સાપ તો નહિ કરડયો હોય,
ખતે કોઇ બીજો માણસ પણ ઘરમાં ભરાયો હોય તો
ને ખબર!' પાડોશીના ઘરની અગાશીપર થઇ રામભાઇ
ોતાની અગાશીમાં કૂદી પડયા ને નીચે ચોકમાં જોયું તો
વાયડીબાઇ કાળું મોઢું કરી, ગળામાં આકડાના ફૂલની
ાળા પહેરી પૂરણુપોળી બનાવી રહ્યાં છે!! રામભાઇ નીચે
યા અને વાયડીબાઇનો વેષ જોઇ કહેવા લાગ્યા 'વાહ
ાહ, આજે ખરી ચૂડેલ બની! આ શું સૂઝયું તે મોઢું

કાળું કર્યું ? જોને આખે શરીરે કોયલો ઘસ્યો છે ને પૂરણપોળીને પાણીમાં નાખી છે! તને આ બધું કોણે શિખવ્યું? વાયડીબાઇથી હવે રહેવાયું નહિ તેથી તરત બોલી ઉઠયાં કે "એતો પેલાં સુશીલા બ્હેને બતાવ્યું તે પ્રમાણે હું પૂરણપોળી બનાવું છું."

બપોરે સુશીલા બ્હેન, મોહનભાઈ, રામભાઇ વાયડીબાઈ અને આડોશ પાડોશનાં સ્ત્રી પુરૂષો ભેગા થયાં ત્યારે વાયડીબાઇએ પોતાનું ચાતુર્ય ઉઘાડું પાડયું. સુશીલા બ્હેને પણ વાયડીબાઇને શિખામણ આપી કે 'જો બ્હેન, આપણને કાંઇ પણ આવડતું ન હોય તો બીજા પાસે શિખી લેવામાં દોષ નથી પરન્તુ શિખવાડનારનો ઉપકાર માનવા ચૂકવું નહિ. ખોટો ડોળ કરવાથી કોઇ વખતે ખરાબ પરિણામ આવે."



## રત્ન ૬૭ મું.

### પરીક્ષા વિના લગ્ન.



એક શેઠને એકની એક દીકરી હતી. તેની ઉમર ૮ વર્ષની થઇ એટલામાં તો શેઠાણી બબડી ઉઠયાં કે હજી સુધી તમે વિવાહ પણ નથી કર્યો. કાલે સવારે શું થશે તેની ખબર છે! માટે જેમ બને તેમ જલદી વિવાહ કરવો જોઇએ. શેઠે હજામને બોલાવીને કહ્યું, કે "ભાઈ, આપણી કન્યાને માટે કોઇ યોગ્ય વર શોધી લાવ." હજામભાઇ તો ઉપડયા ને બીજે ગામ જઇ પહોંચ્યા. તેને ત્યાંના કોઈ શેઠીઆએ થોડું ઘણું દ્રવ્ય આપી સમજાવી દીધો કે તારે ગમે તેમ થાય તોપણ મારી સાથે લગ્ન કરાવવું. હજામ હા પાડીને ઘેર આવ્યો અને શેઠને ખુશીના સમાચાર કહ્યા. હજામનું નામ મગનલાલ હતું શેઠે પૂછયું,

કે "કેમ મગનલાલ! નક્કી કરી આવ્યા?" મગનલાલે કહ્યું. "શેઠજી! સરસ ચોકઠું બેસી ગયું છે." શેઠે ફરીથી પૂછ્યું, "પણ ઉમર કેટલી છે?" જવાબ મળ્યો કે "વીસ વીસ, વીસ," "અને પૈસે ટકે?" "અરે શેઠજી! એમાં તો પૂછવાનું શું! એટલું બધું ધન છે, કે કોઇ કંઇ ઉપાડી જાય છે અને કોઇ કંઇ ઉપાડી જાયછે. તોં પણ તે પાછું વાળીને જોતાજ નથી." "આબરૂ કેવી છે?" "દરેક પળે ચાર માણસ તો તેમની પાસે હાજર ને હાજરજ રહે" "ઠીક પણ સ્વભાવ કેવો છે?" "સ્વભાવ બહુજ સરળ છે. કોઇની ફરીઆદ કાને ધરતાજ નથી." શેઠે જાણ્યું કે વર તો સરસ મળ્યો. પછીથી લગ્નતિથિ નક્કી કરાવી. દિવસ આવ્યો એટલે વાજતેગાજતે વરરાજા જાન લઇ પધાર્યા. વિધિ શરૂ થયા પહેલાં એક જણે તેમને ઉપાડીને પાટલા ઉપર બેસાડયા. કન્યાપક્ષના લોકો વરને જોઇ હબકી ગયા અને પૂછવા લાગ્યા કે "અલ્યા હજામ તેં આ શું કર્યું? તું કહેતો હતો કે વર તો વીસ વર્ષને છે." હજામે કહ્યું. તમે સમજો નહિ તેમાં મારો શે વાંક? મેં તો સાફ કહ્યું હતું, કે વીસ, વીસ, વીસ. હવે ખોટું હોય તો કહો." શેઠે કહ્યું, "અરે! આ તો આંધળો છે!" હજામે કહ્યું, "સરકાર! મેં તો પહેલેથીજ કહ્યું હતું કે એમને ત્યાંથી કોઇ કંઇ લઇ જાય છે અને કોઇ કંઇ

લઇ જાય છે, તો પણ તે પાછું વાળીને જોતાજ નથી. તમારી સમજમાં ફેર થયો તેમાં મારો શો દોષ?" ગોરે વરને કહ્યું, કે "જળ લઈ આચમન કરો." પણ વરે સાંભળ્યું નહિ તેથી તે પ્રમાણે ન કર્યું. આ જોઇને શેઠ બોલ્યા, "અરે હજામ! આ તો બહેરો પણ છે!" હજામે ઉત્તર આપ્યો, કે "શેઠ સાહેબ! મેં તો આપને કહ્યું હતું, કે એમની પાસે કોઇ ફરીઆદ લઇને જાય છે, તોપણ તે સાંભળતાજ નથી." એવામાં ગોરે વરરાજાને સામા પાટલા ઉપર બેસાડયા. આ જોઇને તો શેઠનો મિજાસ ખસી ગયો અને બોલ્યા, કે "અલ્યા હજામડા! આ તો લંગડો પણ છે. તેં આ શું કરી નાખ્યું?" હજામે ઉત્તર આપ્યો કે "શેઠજી! અત્યારે ગુસ્સે ભરાઓ છો, પણ મેં તો આપને પહેલેથીજ કહી દીધું હતું કે દરેક પળે ચાર માણસ તેમની પાસે હાજરને હાજરજ રહે છે, એવા એ આબરૂદાર છે. આપે અર્થનો અનર્થ કર્યો તેમાં મારો શો ગુન્હો?" શેઠે આટલું બધું જાણ્યું તોપણ લગ્ન તો કરાવી દીધું.

હિંદુસ્તાનમાં બાળવિવાહ અને કજોડાં અનેક ઠેકાણે થાય છે, એ ખરેખર શોચનીય છે. વર અને કન્યાનાં રૂપ, ગુણ, અને જ્ઞાનમાં સમાનતા હોય તોજ તેમનાં લગ્ન કરવાં જોઇએ. એ પ્રમાણે થાય તો પૂર્ણ પ્રેમથી પતિપત્ની

જીવન ગાળી શકે. વળી લગ્ન જેવા પવિત્ર સંબંધને માટે હજામને મોકલવો અને તે ગમે તે કરી લાવે તે સ્વીકારવું એ કેવી હાસ્યજનક વાત છે! કેટલેક ઠેકાણે હજામને બદલે ગોર જાય છે, તે પણ ઘણુંખરૂં કુંડાળાં વાળીનેજ આવે છે. કુંભારને ત્યાંથી ઘડો લાવીએ છીએ, ત્યારે ટકોરો મારીને જોઇએ છીએ કે તે સાજો છે કે ભાંગલો છે; પણ પરમાત્માએ આપણા હાથમાં સોંપેલી જિંદગીઓની બિલકુલ દરકાર કરતા નથી, એ આપણી કેટલી અધોગતિ દર્શાવે છે! મોટી ઉમરનાં થાય ત્યારે તેમની સંમતિ લઇને વિવાહ કરવો જોઈએ.






## વર્તન તેવું પ્રતિવર્તન.




ક વણિક હતો તેની પત્ની ઘણુાજ દુષ્ટ સ્વભાવની હતી. તે હમેશાં પોતાની સાસુ સાથે લડયાજ કરતી. તેને બિચારીને પોતાનાં ફાટેલાં અને જુનાં લુગડાં પહેરવા આપતી. તેને સૂવાને માટે એક ભાંગેલો તૂટેલો નાનો ખાટલો આપી મૂકયો હતો. ખાતાં વધેઘટે તેજ તેને ખાવાનું મળતું. વળી રોટલી અને દાળભાત અથવા બીજું જે કંઇ કર્યું હોય તે પિત્તળનાં અને કાંસાનાં અનેક વાસણ હોવા છતાં માટીનાં વાસણોમાં મળતું. એ વહુને એક દીકરો હતો અને તેને પરણાવ્યો પણ હતો. છોકરાની વહુ ઉમરે પહોંચી એટલે સાસરે આવી. વણિકની સ્ત્રી પોતાની સાસુ સાથે લડતી પણ પોતાના દીકરાની વહુને તો

લાડમાંજ રાખતી. નાની વહુ પોતાની સાસુનો વડ સાસુ સાથેનો વ્યવહાર હમેશાં જોયાં કરતી. આ વહુ હોય ત્યારે તેનેજ હાથે માટીનાં વાસણોમાં પેલા વાણીઆની સ્ત્રી પોતાની સાસુને પીરસાવતી. એ વહુ સાસુને જમાડી વાસણો ધોઇ તેને બહુજ સંભાળતી અને ભંડારીઆમાં મૂકી દેતી. તેની સાસુએ એક દિવસ કહ્યું, કે "તું એ વાસણોને ભંડારીઆમાં શા માટે મૂકે છે, આજથી બહાર મૂકજે." વહુએ ઉત્તર આપ્યો, કે "બહાર મૂકું ને કોઇની ઠોકર વાગવાથી ફૂટી જાય તો પછી આગળ જતાં તમને શામાં જમાડું?" આ ઉત્તર સાંભળી તે ઝંખવાણી પડી ગઇ અને તેણે તે દિવસથી પોતાનો કઠોર સ્વભાવ મૂકી દેવા માંડયો. કોઇ કવિએ ઠીક કહ્યું છે, કે:—

चक्षुषा मनसा वाचा कर्मणा च चतुर्विधम्।
प्रसादयति यो लोकं तं लोकोऽनुप्रसीदति॥

ભાવાર્થ:—જે લોકોને નેત્ર, મન, વચન, અને કર્મથી ખૂશ કરે છે, તેને લોકો પણ ખૂશ કરે છે.

—— :o: ——




## ભરવાડો અને સામવેદી પંડિત.

એક ગામમાં ભરવાડો બહુ રહેતા હતા. એક વખતે તેમનાં પશુઓમાં કોઇ એવો વિચિત્ર જાતનો રોગ દાખલ થયો કે ગાયો બકરાં, તથા ઘેટાં 'બેં બેં' કરી મરવા લાગ્યાં. કોઇ માણસે ભરવાડોને દવા બતાવી કે લોઢાના છ તબેથા છાણામાં લાલચોળ થાય ત્યાં સુધી તપાવી બેનો ગળા ઉપર, બેનો પીઠ ઉપર, ને બેનો પાછળ ડામ દઈ દેવો. આપ્રમાણે કરવાથી પશુઓ બચ્યાં પણ ખરા. તેમની પાસે એક બ્રાહ્મણનું ઘર હતું, ત્યાં કોઈ સામવેદી પંડિત ફરતા ફરતા આવી પહોંચ્યા. તે રાત્રિએ પેલા બ્રાહ્મણના ઘરમાં સૂઇ રહ્યા. પ્રાતઃકાલમાં ચાર વાગ્યા એટલે ઉઠીને સામવેદનો પાઠ સસ્વર શરૂ કર્યો. પાસેનાં ઘરોમાં ભરવાડો ઉંઘતા હતા તે જાગી ઉઠયા અને માંહોમાંહે કહેવા લાગ્યા કે માનો ન માનો પણ આપણાં બકરાં ઘેટાં મરતી વખતે બૂમો પાડતાં હતાં તેવીજ કોઇ અત્યારે બૂમો પાડે છે,

માટે એને પણ નક્કી એવોજ રોગ લાગુ પડેલો હોવો જોઇએ એને બચાવવો એ આપણો ધર્મ છે. એમ કહી બધા ઉઠયા અને તરતજ છાણાં લાવી તબેથા ગરમ કરવા મંડયા પંડિતજી તો હજી સુધી પણ વેદગાનમાંજ નિમગ્ન હત કારણ કે તેમને ભરવાડોના દયાપૂર્ણ કૃત્યની ખબર ન હતી તબેથા તપીને ગરમ થયા એટલે પેલા બ્રાહ્મણને ત્યાં આવં પંડિતજીને દોરડાથી બાંધવા માંડયા. બ્રાહ્મણે કહ્યું, કે "ભાઇ એ તો વેદગાન કરે છે." પણ તેનું કહેવું સાંભળે કોણ પંડિતજીએ કહ્યું, "અરે ભાઇ! આ શું કરો છો?" ભરવાડોએ કહ્યું, "આપની દવા કરીએ છીએ." "હું કંઇ માંદો થયે છું તે મારી દવા કરો છો?" "માંદા ન થયા હો તો બૂમે કેમ પાડો છો?" "એ તો હું વેદગાન કરૂં છું" "એવીજ રીતે અમારાં જાનવર બુમો પાડીને મરી ગયાં." "ભાઇઓ મને છોડી દો, હું મરવાનો નથી." "અમે પ્રત્યક્ષ અમાર પ્રાણીઓને આવી રીતે મરતાં જોયાં છે, તેથી અમને તમાર દયા આવે છે. દરદીને પ્રથમ દવા ગમતી નથી પણ તેનુ સેવન કર્યાથી લાભ થાય છે, ત્યારે સંતોષ બતાવે છે માટે અમે તમને દવા કર્યા વિના નહિ છોડીએ." પછી બે તબેથા પંડિતજીની સાથળો ઉપર, બે પીઠ ઉપર અને બે ગળા ઉપર ચાંપી ડામ દીધા અને પૂછયું, કે "કેમ હવે તો આરામ થયોને?" બિચારા પંડિતજી તરફડીઆ ખાતાં ખાતાં માથા પર હાથ ઠોકી બબડયા કે દુર્ભાગ્ય

હોવાથીજ આ ગામમાં આવી પડાયું. ચતુર વૈદ્યલોકો સમજી ગયા કે પંડિતજી માથામાં બીજા બે ડામ મારવાનું કહે છે. પછી પાછા બે તબેથા તપાવ્યા અને લાલચોળ થયા એટલે માથામાં પણ બે ડામ દઇ દીધા. પંડિતજી તો મરણતોલ થઇ ગયા. તેમને ભરવાડોએ પૂછયું કે "કેમ હવે તો સારી રીતે આરામ થયો હશો" પંડિતજી મનમાં સમજી ગયા કે હવે જો બોલીશ તો પાછા બે ચાંપી ઘાલશે; માટે મૂક રહેવું એજ ઉતમ છે. તે કંઇ બોલ્યા ચાલ્યા નહિ એટલે ભરવાડો સમજ્યા કે હવે રોગ મટી ગયો છે પછી તેઓ સૌ પોતપોતાને ઘેર ગયા. ઘરવાળો બ્રાહ્મણ ભલો તો, તેણે પંડિતજીની દવા કરાવી તેથી થોડા દિવસમાં તે સાજાતાજા થઈ ગયા. ખરેખર!

कोलाहले काककुलस्य जाते।
विराजते कोकिलकूजितं किम्॥
परस्परं संवदतां खलानाम्।
मौनं विधेयं सततं सुधीभिः॥

ભાવાર્થ:—કાગડાઓનો કોલાહલ થતો હોય ત્યાં કોયલનું કૂજન નકામું છે. શઠ પુરૂષો પરસ્પર બકતા હોય ત્યાં બુદ્ધિમાને મૌનજ ધારણ કરવું જોઇએ.

—:o:—




—:૦:—

## અર્જુનનું રૂદન.




ક વેદવેદાંગપારંગત બ્રાહ્મણ હતો. તે વનમાં તપ કરતો હતો. એક દિવસે અર્જુને એની પવિત્રતા જોઇ પોતાનું ઘર પાવન કરવા તેને જમવાનું આમંત્રણ મોકલ્યું. દૂતે આવીને કહ્યું, "મહારાજ! આપને અર્જુનજીએ આમંત્રણ મોકલ્યું છે, તે સ્વીકારશો." એ સાંભળીને બ્રાહ્મણ તરતજ રડવા લાગ્યો અને કંઇ ઉત્તર આપ્યો નહિ. દૂત થોડો વખત ત્યાં ઉભો રહ્યો પણ આખરે થાકીને ચાલ્યો ગયો અને ઘેર જઇ અર્જુનને સઘળી બીના કહી. એ સાંભળીને અર્જુને પણ રડવા માંડ્યું. દૂત તો હવે ગભરાયો અને મહારાજા યુધિષ્ઠિર પાસે ગયો, અને તેમને પણ હકીકત કહી. યુધિષ્ઠિર પણ આ વાત સાંભળીને તરતજ રડી પડયા. હવે તો બિચારો દૂત ઘણોજ ગભરાયો અને યોગિરાજ કૃષ્ણચંદ્ર મહારાજ પાસે ગયો અને તેમના

ાળી હકીકત કહી. પછી તેણે પૂછયું કે "બ્રાહ્મણ, અર્જુન, ને યુધિષ્ઠિર કેમ રોયા ?" શ્રીકૃષ્ણચંદ્ર ભગવાને ઉત્તર ર્યો, કે "બ્રાહ્મણ એમ સમજ્યો કે હું એક વખત મવા જઇશ તો પછી લોકો મને આમંત્રણ ઉપર .મંત્રણ મોકલશે; અને તેથી મારો ઘણો વખત તેમાં ાથી તપમાં ખામી આવશે. અર્જુન એટલા માટે રડયો આજે એવા ક્ષત્રિયો થયા છે, કે બ્રાહ્મણ તેમનો રસ્કાર કરે છે. યુધિષ્ઠિર મહારાજા એટલા માટે રોયા કે વિષ્યમાં ભારતવર્ષમાં એવા બ્રાહ્મણો થશે કે કેવળ જમવા કૃતકૃત્યતા માની લેશે." આવા સરસ ઉત્તરથી દૂતનાં ાનો ખુલાસો થઇ ગયો. મહારાજા યુધિષ્ઠિરનું કહેવું ચું પડયું હોય તેમ આપણે હાલ કેવળ જમવામાંજ તાનું શ્રેય માનનારા બ્રાહ્મણો જોઇએ છીએ. બ્રાહ્મણના ર્મ તો જુદા છે. ભગવદ્‌ગીતામાં તેના વિષે શ્લોક છે કે:-

शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम्॥

ભાવાર્થ.—શાન્તિ, ઇંદ્રિયનિગ્રહ, તપ, પવિત્રતા, ક્ષમા. જુતા, જ્ઞાન, વિજ્ઞાન, અને આસ્તિક્ય એ બ્રાહ્મણના ાભાવિક ધર્મ છે.






## મૂર્ખની સમજ.

—:o:—




ક વૃદ્ધ પંડિત હતા, તે એક દિવસે પોતાના પુત્રને એક શ્લોક ભણાવવા બેઠા. પહેલાં શ્લોક મોંએ કરાવ્યો અને પછી લખી આપ્યો. લખીને આપવાનું કારણ એ હતું કે જોડણી સારી રીતે આવડે અને અર્થ બરાબર રીતે સમજાય. પણ છોકરો મૂર્ખ હતો તેથી ગાયનું ભેંસ તળે અને ભેંસનું ગાય તળે કરી નાખતો. એ શ્લોક નીચે પ્રમાણે હતો.

मातृवत्परदारेषु परद्रव्येषु लोष्टवत् ।
आत्मवत्सर्वभूतेषु यः पश्यति स पण्डितः ॥

ભાવાર્થઃ—પરસ્ત્રીને માતા સમાન, પરદ્રવ્યને માટી સમાન, અને પ્રાણિમાત્રને પોતાના સમાન ગણે તેજ ખરો પંડિત છે.

પુત્ર—પિતાજી ! શ્લોક હવે બરાબર મોંએ થઇ ગયો છે. હવે અર્થ સમજાવો તો ઠીક.

પિતા—ચાલ, વાંચવા માંડ. એકદમ આખો શ્લોક ન
વાંચીશ થોડે થોડે વાંચજે એટલે બરાબર
સમજાય.

પુત્રે 'मातृवत्परदारेषु' એટલો ભાગ વાંચ્યો.

પુત્ર—પિતાજી, એનો શો અર્થ થાય?

પિતા—પારકી સ્ત્રીને પોતાની માતા સમાન ગણવી
જોઇએ.

પુત્ર—ત્યારે તો આપણા પાડોશીની સ્ત્રી પણ
મારી માતા થાય. મારી માતા મને સારૂં
સારૂં ખાવાનું લઇ આપે છે, તેમ તે પણ
કેમ નહિ લઇ આપતી હોય? હું તો હવે
રડીને લેવાનો.

પિતા—ભાવાર્થ સમજ્યા વગર શું બકે છે? ચાલ
આગળ વાંચ.

પુત્રે વાંચ્યું કે 'परद्रव्येषु लोष्ठवत्'

પુત્ર—પિતાજી, આનો અર્થ શો?

પિતા—પારકા દ્રવ્યને માટીના જેવું ગણવું જોઇએ.

પુત્ર—હવે તો હું પેલા દુકાનદારને મારી પાસે બે
રૂપીઆ માગે છે, તેમાંથી એક પાઇ પણ આપવાનો નથી,
કારણ એનું દ્રવ્ય મારે મન માટી જેવું થયું તો માટી
આપવાની શી જરૂર છે!

પતા—અરે મૂખ ! તું આવું કેવું સમજે છે? ભાવાર્થ તારા મગજમાં ઉતરતોજ નથી. ચાલ, આગળ વાંચ.

'आत्मवत्सर्वभूतेषु यः पश्यतिः स पण्डितः' એ ભાગ બાકી રહ્યા હતો તે પુત્રે વાંચી નાખ્યો.

પુત્ર—પિતાજી! આ વાકયનો શો અર્થ થાય છે?

પિતા—જે પ્રાણિમાત્રને પોતાની સમાન ગણે તેજ ખરો પંડિત છે.

પુત્ર—પિતાજી, એ તો બહુ સારૂં કહ્યું. હવે હું બીજાની વસ્તુઓને મારીજ ગણીશ.

પિતા—મૂર્ખના સરદાર! એવું શું બોલે છે? પારકી સ્ત્રીને માતા સમાન ગણવી એટલે તેના તરફ ખરાબ દ્રષ્ટિ ન કરવી, પારકા દ્રવ્યને માટી જેવું ગણવું એટલે બીજા માણસની કોઇ પણ વસ્તુ ચોરી લેવી નહિ, અને પ્રાણિમાત્રને પોતાની સમાન ગણવાં એટલે આપણને કોઇ ઇજા કરે તો દુઃખ થાય છે, તેવીજ રીતે આપણે બીજાને ઇજા કરીએ તો તેને પણ દુઃખ થાય એમ વિચારી કોઇ પણ પ્રાણીને લગાર પણ ઇજા કરવી નહિ, એવો આ

શ્લોકનો ભાવાર્થ છે! તેને બદલે તું તો કંઇનો કંઇ અર્થ કરે છે. હવે બરાબર સમજ્યો? ન સમજ્યો હોય તો વિવેચનપૂર્વક સમજાવું.

પછી પિતાએ સારી રીતે સ્પષ્ટીકરણ કરીને ભાવાર્થ સમજાવ્યો.

પુત્ર--હવે કંઇક મગજમાં ઉતર્યું. હું શું જાણું કે આવો ભાવાર્થ હશે? મેં તો મારી બુદ્ધિ પહોંચી તે પ્રમાણે કહ્યું હતું.

"આદમી આદમીમાં અંતર, કોઇ હીરા કોઇ કંકર".

આ વાર્તામાંના પુત્રથી તો અજ્ઞાનને લીધે અર્થનો અનર્થ થયો હતો; પણ કેટલાક તો સ્વાર્થને લીધે અર્થનો અનર્થ કરે છે. અજ્ઞાનથી પાપ કરીએ તો તેની કદાચ માફી મળે પણ જાણીજોઇને કરીએ તો તો નજ મળે.






## ચૂપ.




ક ભરવાડ હતો તે ધનવાન્ હતો. સાધારણ રીતે ભરવાડોની સ્થિતિ સામાન્ય હોય છે, પણ આ ભરવાડની સ્થિતિ સારી હતી. તેની પાસે ગાયો, ઉંટ, બકરાં, ઘેટાં વગેરે મળીને લગભગ લાખ રૂપીઆની મિલ્કત હતી એક દિવસે તેનાથી મોટો અપરાધ થઇ ગયો અને તેને ન્યાયાધીશ સમક્ષ ખડો કરવામાં આવ્યો. ન્યાયાધીશ તેનો ગુનો બહુજ ભારે હોવાથી ફાંસી આપવાના હતા. ભરવાડ ચેતી ગયો કે ન્યાયાધીશ મને ફાંસી આપવાનો વિચાર રાખે છે તેથી તે એક હોશિઆર વકીલની પાસે ગયો અને કહેવા લાગ્યો કે "અરે મહેરબાન સાહેબ! ગમે તે રસ્તે મારો જીવ બચાવો. આપ માગશો તે હું આપીશ." વકીલે કહ્યું, કે "પાંચ હજાર રૂપીઆ લઇશ." ભરવાડે કહ્યું કે "અરે સાહેબ! તમારા પાંચ હજાર ને

રા દશ હજાર. શું જીવ કરતાં પૈસા બહુ વહાલા થઇ
ા ?" સુભાગ્યે તે વખતે પહેલાં પૈસા લેવાનો ચાલ
ો નહિ તેથી ભરવાડને તરત કંઇ આપવાનું ન હતું.
ી વકીલે શીખવ્યું, કે "ન્યાયાધીશ જે પૂછે તેના
તરમાં 'ચૂપ' કહેવું." બીજે દિવસે કોર્ટમાં કેસ ચાલવા
ડયો. ન્યાયાધીશ સાહેબે જુબાની લેવા માંડી. તેમણે
ું, "અરે ભરવાડ! તેં ખૂન કેમ કર્યું?" ભરવાડે
ં, "ચૂપ." "સીધો જવાબ આપ." "ચૂપ." "બોલ.
ખૂન શા કારણથી કર્યું?" "ચૂપ." ન્યાયાધીશે કહ્યું,
"વકીલ સાહેબ, આ ભરવાડ ગાંડો તો નથી થઇ
ો?" વકીલે ઉત્તર આપ્યો, "સાહેબ, મને તો સાફ
ડો જણાય છે." ન્યાયાધીશે ફરીથી કહ્યું, કે "ત્યારે
તેનાથી ગાંડપણમાં ખૂન થઇ ગયું હશે. દિલનો એ
પી હશે નહિ." વકીલે કહ્યું, "હા, એમજ હોવું જોઇએ"
વખતે ગાંડાની હાસ્પિટલ હતી નહિ તેથી તેને છોડી
ર્યો. ભરવાડ ખુશ થતો થતો બહાર ચાલ્યો. વકીલ
હેબ પણ પાછળ પાછળ ગયા. ભરવાડને ઝાલી પાડી
ીલે કહ્યું, કે "હવે રૂપીઆ લાવો" ઉતર મળ્યો, કે
ૂપ." "કેમ હવે તારો જીવ બચ્યો તો પણ રૂપીઆ નથી
ાપવા." "ચૂપ." "અહ્યા, મને પણ ચૂપ!" "તને તો
' પણ તારા બાપનેએ ચૂપ." "આમ કેમ બોલે છે?"
જે ચૂપે મારો જીવ બચાવ્યો તે ચૂપ શું મને પૈસા

આપવામાંથી નહિ બચાવે ? બચાવશે એવી મને શ્રદ્ધા છે, તેથી બોલુ છું." બિચારો વકીલ નિરાશ થઇને પાછો ફર્યો. ત્યારપછીથી વકીલોએ પહેલેથી ફી લેવાનો ઠરાવ કર્યો.

—o—




## 'સત્ય વચન, મહારાજ !'




ક પંડિતજી હતા, તે હમેશાં કથા કરતા હતા. પંડિતજી જે કંઇ બોલતા તેના ઉત્તરમાં સાંભળનારા લોકો સાથે મળીને બોલતાં કે 'સત્ય વચન, મહારાજ'! આથી પંડિતજી એમ સમજતા હતા કે લોકો મારી કથા બરાબર સાંભળે છે, અને સમજે છે; પરંતુ એક દિવસે તેમને વિચાર આવ્યો કે લોકો સમજીને 'સત્ય વચન, મહારાજ!' કહે છે કે અમસ્તાજ કહે છે તેની પરીક્ષા કરી જોઉં, પછી તેમણે કથા શરૂ કરી.

એક વખતે એક પર્વતમાં મોટું કાણું પડયું અને તેમાંથી લાખો માખીઓ નીકળવા લાગી. લોકોએ કહ્યું, કે 'સત્ય વચન, મહારાજ'! પછી તે માખીઓ ત્યાંથી નીકળીને એક વાણીઆની દુકાનપર આવી. લોકોએ હોંકારો ધર્યો કે 'સત્ય વચન, મહારાજ'! પંડિતજી આગળ ચાલ્યા. તે દુકાનમાં ગોળનાં માટલાં હતાં તેમાંથી એકેક માટલું લઇ દરેક માખી ચાલતી થઇ! લોકોએ કહ્યું, કે 'સત્ય વચન, મહારાજ'! પંડિતજી સમજી ગયા કે લોકો કેવળ મૂર્ખ છે, ખરું ખોટું વિચાર્યા સિવાય ફક્ત 'સત્ય વચન, મહારાજ' એટલુંજ બોલતાં શીખ્યા છે. સાચુંજ કહ્યું છે, કે:—

वचस्तत्रैव वक्तव्यं यत्रोक्तं सफलं भवेत् ।
स्थायी भवति चात्यन्तं रागः शुक्लपटे यथा ॥

ભાવાર્થ:—બોલ્યાનું ફળ મળવાનો સંભવ હોય ત્યાંજ વાણીનો ઉપયોગ કરવો જોઇએ. ધોળા વસ્ત્ર ઉપરજ જેવો જોઇએ તેવો રંગ ચઢી શકે છે, પરંતું રંગીત વસ્ત્ર ઉપર બીજો રંગ કરવા જાઇએ તો તે બરાબર ચઢી શકતો નથી અને મહેનત નકામી જાય છે.




—:૦:—

## લોભીઓ અને ધુતારો.




ક શહેરમાં એક લોભી વાણીઓ રહેતો હતો. તેજ શહેરમાં એક બીજો ધુતારો રહેતો હતો. એક દિવસે ધુતારો લોભીઆ પાસે જઇને કહેવા લાગ્યો, કે "ભાઇ, આજે મારે ત્યાં શુભ અવસર છે. તેથી પાંચ તપેલાંની જરૂર છે આપો તો મોટી મહેરબાની." લોભીઆનો સ્વભાવ એકંદરે સારો હતો તેથી તેણે કહ્યું, કે "હા એમાં શું? દશ જોઇતાં હોય તોપણ લઇ જાઓ." પેલો ધુતારો પિત્તળનાં પાંચ મોટાં તપેલાં લઇ ગયો. તે ચાર દિવસ પછી પાંચ મોટાં તપેલાં અને પાંચ નાની તપેલીઓ લઇને આપવા આવ્યો. લોભીએ પાંચને બદલે દશ જોઇ આશ્ચર્ય પામીને પૂછ્યું, કે "આ પાંચ નાની તપેલીઓ કયાંથી લાવ્યા"? ધુતારે કહ્યું, "એ પણ તમારીજ છે. જે દિવસે હું તપેલા લઇ ગયો તેજ દિવસે સાંજે તે બધાં મારે ઘેર વિઆયાં અને

તેમને પાંચ તપેલીઓ આવી માટે આ તપેલીઓ પણ તમારીજ થાય." લોભીઓ જાણુતો હતો કે તપેલાં વિઆય નહિ, પણ તેણે વિચાર્યું કે જ્યારે પાંચ તપેલીઓ વધારે આવે છે, ત્યારે શા માટે ખરૂં ન માનવું? તેણે દશે વાસણ લઇ લીધાં અને પેલો ધુતારો ચાલતો થયો. પાછો એક દિવસે તે પાછો આવ્યો અને લોભીઆને કહેવા લાગ્યો, કે "ભાઇ, આજે પણ મારે ઘેર શુભ અવસર છે, અને પંદર તપેલાંની જરૂર છે." લોભીએ કહ્યું. કે "ઘણી ખુશીથી લઇ જાઓ." ધુતારો લઇને ચાલતો થયો. ચારેક દિવસ પછી પંદર મોટાં તપેલાં અને પંદર નાની તપેલીઓ લઇને આપવા આવ્યો. તેણે પહેલી વખતની પેઠેજ આ વખતે પણ સમજાવ્યું. લોભીઆભાઇ તો ફુલાવા લાગ્યા કે મારાં તપેલાં તો વધતાંજ જાય છે.

કેટલાક દિવસ પછી પેલો ધુતારો પાછો આવ્યો અને શુભ અવસરનું બાનું કાઢી ચાલીસ તપેલાં માગવા લાગ્યો. લોભીએ તો ૮૦ થવાની આશાથી ઘણી ખુશીથી કાઢી આપ્યાં ઘણા દિવસ વહી ગયા પણ ધુતારો પાછો ફર્યોજ નહિ. તે તો લઇ ગયો તે લઇ ગયોજ. એક દિવસે બજારમાં લોભીઓ અને ધુતારો અચાનક એકઠા થઇ ગયા. લોભીએ પૂછ્યું, "કેમ ભાઇ, હજી સુધી પેલાં તપેલાં મૂકી ગયા નથી?" ધુતારે નિ:શ્વાસ મૂકીને કહ્યું. "ભાઇ મારાં અને તમારાં દુર્ભાગ્ય! હું લઇ ગયો પણ તે મારા કામમાંજ

ન આવ્યાં. મારે બીજાને ઘેરથી બીજાં લાવવાં પડયાં. હું તમારાં તપેલાં જે દિવસે લઇ ગયો તેજ દિવસથી તે બધાં સાથે માંદાં પડયાં હતાં. મેં ઓસડવેસડમાં ઘણા પૈસા ખર્ચ્યા પણ તે સાજાં ન થયાં તે નજ થયાં અને ગઇ કાલે સાંજેજ બધાં મરી ગયાં! તમે મને સાજાંતાજાં આપ્યાં હતાં અને હું માંદાં આપવા આવું તો તમને ખોટું લાગે એમ વિચારી મેં મારે ઘેર દવા કરાવી. મારા તો ઘણા પૈસા બગડયા." આ સાંભળી લોભીઓ બોલી ઉઠયો. કે "અરે મૂર્ખ! તપેલાં તે મરી જતાં હશે?" ધુતારે કહ્યું, "જે વિઆય તે મરી જાય એ તો નિર્વિવાદ છે, તો પછી એમાં પૂછવાનું શું?" હવે ઉત્તર આપવાની કંઇ બારી રહી નહિ તેથી લોભીઆભાઇ નીચું ઘાલીને ચાલતા થયા.

"લોભીઆ વસતા હોય ત્યાં ધુતારા ભૂખે ન મરે."

કોઇ માણસ અસંભવનો પણ સંભવ મનાવવા પ્રયત્ન કરતો હોય ત્યારે જાણવું કે આમાં કંઇક ગુપ્ત હેતુ હોવો જોઇએ.



## રત્ન ૭૫ મું.

—:o:—

### બંધુભાવ.




ગારમાં હારી ગયા પછી પાંડવોને ૧૨ વર્ષ વનમાં રહેવાનું હતું. તેઓ જંગલમાં ગયા, પણ ત્યાં કૌરવોએ તેમનો કેડો ન મૂકયો. તેઓ તેમને ગમે તે રસ્તે દુઃખ પાડવું એજ પોતાનો ધર્મ સમજતા હતા. એક દિવસે તેઓ પાંડવોને પજવવાને જંગલમાં આવતા હતા, તેવામાં તેમને એક ગંધર્વરાજ સાથે યુદ્ધ થયું. યુદ્ધમાં કૌરવો હારી ગયા અને કેદ પકડાયા. ગંધર્વરાજે દુર્યોધન તથા તેના ભાઇઓને બહુજ ત્રાસ આપવા માંડયો. જ્યારે યુધિષ્ઠિર મહારાજે સાંભળ્યું કે કોઇ ગંધર્વ મારા ભાઇઓને કેદ કરી દુઃખ દે છે, ત્યારે તેમણે પોતાના ચારે બંધુઓને આજ્ઞા કરી કે આપણા ભાઈઓને દુઃખમાંથી છોડાવી લાવો. આ સાંભળી અર્જુને કહ્યું, કે "મહારાજ! આપનું કહેવું સત્ય છે, પણ જે આપણને દુઃખ દેતો હોય અને તે પોતાનાજ

પાપથી પીડા પામતો હોય તો તેને બચાવવો એ શું આ-
પણી ફરજ છે ?" પછી ભીમ બોલી ઉઠયો, "ધર્મરાજ !
દુર્યોધને આપણને પજવવામાં કાંઇ કસર રાખી નથી. એ-
વાનો તો નાશ થતો હોય તો થવાજ દેવો. વળી તે આપ-
ણને દુઃખ દેવા આવતો હતો, એવામાંજ તેને તેના પાપનું
ફળ મળ્યું છે એવા મનુષ્યોને પૃથ્વીપર જીવવા દેવા એજ
મોટી ભૂલ છે. તેણે આપણી ધર્મપત્નીને કેટલું દુઃખ દીધું
છે, તેનો તો જરા વિચાર કરો. આજ્ઞા હોય તો એ પાપી-
ઓનું આ મારી ગદાવડેજ કલ્યાણ કરી આપું." પછીથી
યુધિષ્ઠિર શાંતિથી બોલ્યા, "બંધુઓ ! તમે કહો છો તેને
ખરૂં માની લઈએ, પણ અત્યારે પ્રસંગ જુદો છે. તે ગમે
તેવા હોય તોપણ આપણા ભાઈઓજ છે. આપણે માંહોમાંહે
ગમે તેમ વઢીએ પણ કોઇ બહારનો માણસ આવી તેમને
કષ્ટ આપે તો મદદ કરવી એ આપણી ફરજ છે. જ્યારે કોઇ
બહારનો શત્રુ આપણામાંથી કોઇના ઉપર પણ ચઢી આવે
ત્યારે આપણે ૫ નથી કે ૧૦૦ નથી પણ ૧૦૫ છીએ. માટે
જાઓ અને સત્વર આપણા ભાઇઓને છોડાવી લાવો."
આવાં વચન સાંભળી ભીમનું કઠણ થએલું હૃદય પણ પીગ-
ળ્યું અને જઇને દુર્યોધન, દુઃશાસન, વગેરેને છોડાવી
લાવ્યો.

આને તે બંધુભાવની પરિસીમા કહેવી કે શું કહેવું !

---o---




## અંધ અનુકરણ.




ક સાહુકારનો એક છોકરો હતો, તે એક દિવસે રમતાં રમતાં કુવામાં પડી ગયો. તેના બાપે જાણ્યું એટલે ચાર પાંચ માણસને બોલાવીને આવ્યો. તેણે આવીને તરતજ કુવામાં દોરડું નાખ્યું અને છોકરાને કમરે મજબુતીથી બાંધવાને કહ્યું. છોકરે તે પ્રમાણે કર્યું એટલે તેને બહાર ખેંચી કાઢવામાં આવ્યો. આ છોકરો વીસેક વર્ષનો થયો તેવામાં બીજા કોઇનો એક છોકરો હતો, તે ઉંચા ઝાડ ઉપર ચઢી ગયો હતો પણ તેનાથી ઉતરાતું ન હતું. તેણે જતા આવતા માણસોને કહ્યું. "ભાઇઓ ! હું આ ઝાડ ઉપર ચઢી તો ગયો પરંતુ હવે મારાથી ઉતરાતું નથી. કોઇ એવી યુક્તિ શોધી કાઢીને મને ઉતારો કે બીલકુલ ઇજા ન થાય." લોકોએ પોતપોતાની યુક્તિઓ બતાવી પણ પેલા છોકરાને એકે સારી ન લાગી આખરે પેલો કુવામાં પડનાર છોકરો ત્યાં આવી પહોંચ્યો તેને પોતાના પિતાએ કુવામાંથી

કેવી રીતે કાઢયો હતો તે બરાબર યાદ હતું. તેણે એ યુક્તિ અહીં અજમાવવા ધારી. તેણે કહ્યું, કે "ભાઇ! તું જરા વાર ધીરજ પકડ. હમણાંજ હું તને નીચે સહીસલામત ઉતારૂં છું." પછી તેણે દોરડું મંગાવ્યું અને તેને એક છેડે પત્થર બાંધી ઉંચે ફેંકયું તેથી તે એક ઉંચી ડાળીએ જઇને ભરાયું. પેલે છોકરે આવીને તેને ઝાલી લીધું અને પત્થર છોડી નાખ્યો. પછી પેલે સાહુકારના છોકરે ઝાડ ઉપરના છોકરાને તે દોરડું પોતાની કેડની આસપાસ મજબુતીથી બાંધવાને કહ્યું. પેલે તે પ્રમાણે કર્યું એટલે આ ભાઇએ તો દોરડું બે હાથે જોરથી ખેંચવા માંડયું. પેલે છોકરે કહ્યું, "હાં હાં! આ શું કરો છો? હું પડતા પડતોજ રહી ગયો. હમણાંજ મારા ચુરેચુરા થઇ ગયા હોત!" નીચેના યુવાને કહ્યું, "તમે બેફીકર રહો. તમને જરા પણ ઇજા નહિ થાય. હું કુવામાં પડી ગયો હતો ત્યારે મારા પિતાજીએ આ પ્રમાણેજ દોરડું ખેંચ્યું હતું. મને તેમાં જરા પણ ઇજા થઇ ન હતી, તથી તમને પણ નહિ થાય." આટલું બોલીને પેલાનું ધ્યાન આડું હતું તેવામાં તેણે દોરડું ખેંચ્યું તેથી તે બિચારો નીચે પડવાથી પછડાયો અને મરણ પામ્યો. લોકો ઉંટવૈદું કહે છે, તે આનુંજ નામ.

દરેક મુશ્કેલી વખતે એકજ યુક્તિ કામમાં ન આવે. મુશ્કેલી પ્રમાણે બુદ્ધિનો ઉપયોગ કરી યુક્તિ શોધી કાઢવી જોઇએ.

## રત્ન ૭૭ મું.

### તાવની દવા.

એક છોકરો હતો, તે શરીરે મજબુત હતો પણ બુધ્ધિમાં શૂન્ય હતો. તે એક દિવસ રસ્તે ચાલ્યો જતો હતો તેવામાં તેની નજર લુહારની કોઢમાં ગઇ. ત્યાં લુહાર લોઢું તપાવીને પાણીમાં બોળી ટાઢું પાડતો હતો. એક દિવસ એવું બન્યુ કે એની માને તાવ આવ્યો. માએ દીકરાને પાસે બોલાવીને કહ્યું, કે "બેટા! જો તો ખરો, મારૂં શરીર કેવું તપે છે!" છોકરાએ માના પેટપર હાથ ફેરવી જોયો તો લાગ્યું કે જાણે તેને ભઠીમાં ગરમ કીધું હોય! હવે તે શો ઉપાય કરવો તેના વિચારમાં પડી ગયો. થોડીવાર વિચાર્યા પછી લુહાર લોઢાને તપાવ્યા પછી ટાઢું પાડવા પાણીમાં બોળતો હતો, તે યાદ આવ્યું. પોતાને ઉપાય જડી આવ્યો તેથી તે ખુશ ખુશ થઇ ગયો. તેણે માને કહ્યું. "તું જરા પણ ફીકર કરીશ નહિ. થોડી વારમાંજ હું તારો તાવ કાઢી નાખું છું." બિચારી મા તાવને લીધે બેહોશ બની ગઇ હતી. પછી પેલા છોકરાએ દોરડાવડે માને બાંધી અને પાસે કુવો હતો તેમાં લટકાવી

છેક નીચે ઉતારી અને ત્રણચાર વાર પાણીમાં ઝબકોળ
તેના મનમાં એમ હતું કે ઠંડા પાણીમાં બોળવાથી તે
તાવની ગરમી નાસી જશે. તે બિચારી આકુળવ્યાકુળ થ
ગઇ. તેણે દાંત કચકચાવીને ચીસો પાડવા માંડી. છોક
સમજ્યો કે માનો તાવ મટી ગયો છે, તેથી તે હવે દાં
કાઢીને હસે છે. પછી તેણે દોરડું ખેંચી માને બહાર કાઢ
માની તબીઅત એટલી બધી બગડી ગઇ કે તે થોડા વખ
પછી પરલોકવાસી થઇ. લોકો 'અકકલના બારદાન' કહે
તે આનું જ નામ.




## પોતાને બદલે કલિયુગને માથે દોષ.




ક વૈદરાજ હતા, તે દવા કરવામાં ઘણાજ
હોશિઆર હતા. તેમને એક પુત્ર હતો
પિતાના મનમાં એમ હતું, કે પુત્ર ભણી
ગણીને પોતાનો ધંધો શીખે તો સારૂં. તેણે ભણાવાને માટે
ઘણા પ્રયત્ન કર્યા પણ એક પણ અક્ષર શીખ્યો નહિ. થોડ

વખત પછી તે પરલોક સિધાવ્યા એટલે પુત્રને માથે બધું કામકાજ આવી પડયું. છોકરો મોટી ઉંમરે પહોંચેલો હતો, તેથી વિચાર કરવા લાગ્યો, કે "નવરા બેસી રહેવું એ તો ઠીક ન કહેવાય. બાપુ તો ચાલ્યા ગયા, હવે તેમનો ધંધો હાથમાં નહિ લઉં તો ઘરાક આવતા બંધ થઇ જશે અને જેના વિષે કંઇક કંઇક જાણું છું તે ધંધો પણ ભાગી પડશે. એકવાર ધંધો ભાગી પડયો તો ફરીથી લોકોમાં પ્રતિષ્ઠા બેસતાં વાર લાગશે. ઓસડની શીશીઓ, પોટલીઓ, વગેરે બાપુના વખતમાં હતી તેજ છે. ખલ પણ તેના તેજ છે. અરે! ગાદી સુધ્ધાં પણ બાપુ બેસતા હતા તેજ છે ઘરાક પણ પહેલાં આવતાં હતાં તેજ આવીને ચાલ્યાં જાય છે બધી વસ્તુઓ એની એજ છે, તો મને ધંધો શા માટે ન આવડે? પણ મૂર્ખને ખબર ન હતી કે બધી વસ્તુઓ તો હતી તેજ છે, પણ હું બદલાયો છું. આ ભાઇ હતા તો મૂળે નિરક્ષર અને તેમાં વળી વૈદ્યનો ધંધો લઇ બેઠા એટલે પૂછવુંજ શું! સ્વર્ગવાસી વૈદ્યની પ્રતિષ્ઠાથી લોકો પાછા દવા લેવા આવવા લાગ્યા. વૈદ્યરાજની હયાતીમાં લગભગ ઘણા માણસોને મટી જતું હતું, પણ હવે તો વિપરીત પરિણામ આવવા માંડયું. લોકો સાજા થવાને બદલે મરવા લાગ્યા. આનું કારણ એ હતું કે નવા વૈદ્ય રોગને પારખ્યા સિવાય કંઇને બદલે કંઇ દવા આપતા હતા. લોકોએ આવીને પૂછ્યું, કે "કેમ વૈદ્યરાજ! તમારા પિતાજીના વખતમાં

તો ઘણાં જણને મટી જતું. તમારા વખતમાં આટલો બધો ધાણ કેમ નીકળે છે ?" નવીન વૈદ્યરાજે ગંભીરતા પૂર્વક જવાબ આપ્યો, "ભાઇઓ, દવાઓ પહેલાં હતી તેજ છે, ગાદી પણ મારા બાપુ બેસતા હતા તેજ છે, બીજી વસ્તુઓ પણ એમનાજ વખતની છે. ફી પણ તેજ લઉં છું; પણ તમે જાણો છો કે હમણાં કલિયુગનું જોર જરા વધ્યું છે. આ કારણથીજ લોકો વધારે મરતા જાય છે." લોકોએ કહ્યું, "વાહ વૈદ્યરાજજી ! તમારા જેવા બીજા બેચાર થાય તો ગામનાં ગામ ઉજજડ થઇ જાય એમાં જરા પણ શક નથી. પોતાનો દોષ નહિ કાઢતાં બારોબાર કલિયુગનો દોષ કાઢયો. મહેરબાની કરીને આ ધંધો મૂકી દઇ બીજો કરો તો તમારૂં અને લોકોનું ભલું થાય."

યાદ રાખવું કે સમય સુખદુઃખનું કારણ નથી. કાળને માથે સઘળાં દુઃખનો આરોપ મૂકવો અને પોતાના માથેથી દોષ કાઢી નાખવા એ મૂર્ખતા ભરેલું છે. જો કાળજ સુખદુઃખનું કારણ હોય તો અમુક કાળમાં સર્વેની દશા એક સરખી હોવી જોઇએ, પણ તેમ જોવામાં આવતું નથી. આથી એ વાત સ્પષ્ટ થાય છે, કે " આજે ભલાઇનો વખત નથી." પણ એવો બુરાઇનો વખત લાવનાર કોણ ? આપણે ને આપણેજ કલિયુગ કે સત્યયુગ લાવીએ છીએ. આપણે એક બીજાની સાથે કજીઆ કંકાસ કરીએ તો કલિયુગ કહેવાય અને સત્યથી વર્તીએ તો સત્યયુગ પ્રવર્તે.



## રત્ન ૭૯ મું.

### નકામી વસ્તુ ગુરૂને અર્પણ.



એક મોલવી સાહેબ હતા તે એક મુસલમાન શેઠના છોકરાને ભણાવતા હતા. તેમણે એક દિવસે છોકરાને કહ્યું, કે "તારો બાપ તો મોટો પૈસાદાર છે, છતાં કોઇ દિવસ કશું કેમ લાવતો નથી ?" બિચારો છોકરો શો ઉત્તર આપે ? તેનાં માબાપ કંઇ આપે તોજ એનાથી તો લવાય. તેણે કહ્યું, કે "ગુરૂજી, એ તો મારી માતાના હાથની વાત છે. તે કંઇ આપશે તો હું જરૂર લાવીશ." છોકરે ઘેર આવીને માને વાત કહી કે મોલવી સાહેબ આ પ્રમાણે કહેતા હતા. તે તો એમજ ધારતી હતી કે આપણે ભણાવ્યાના પૈસા આપીએ છીએ તેથી બીજું કશું આપવાની જરૂર નથી. પણ એક દિવસે એવું બન્યું કે તેણે દૂધપાક બનાવ્યો હતો તે કુતરૂં ઓટી ગયું. હવે દૂધપાકનો શો ઉપયોગ કરવો તે વિષે મા વિચાર કરવા લાગી. તેને તેના મનથી એક સરસ રસ્તો

જડી આવ્યો. છોકરાને બોલાવી તેણે કહ્યું, "તને તારા મોલવી સાહેબ કંઇક લાવવાનું કહેતા હતા ખરા કે ? લે, આ દૂધપાક લઈ જા. આપણે માટે એ નકામો છે, કારણ કે એને કુતરૂં બોટી ગયું છે. આપણે બીજો નવો કરીશું. નકામી વસ્તુજ ગુરૂને અપાય." છોકરો નાનો અને ભોળો હતો એટલે તેણે માનું કહેવું સ્વીકાર્યું. મોટો અને સમજણો હોય તો પ્રશ્ન પણ કરે કે ગુરૂને એવો ખરાબ દૂધપાક અપાય ? છોકરો દૂધપાક લઈને ચાલતો થયો. મોલવી સાહેબને ઘેર આવી તેણે કહ્યું, કે "ગુરૂજી આજે તો મારી માએ દૂધપાક આપ્યો છે, તે લાવ્યો છું" પછી મોલવી સાહેબ દૂધપાક ખાઈને ખુબ પ્રસન્ન થયા અને કહેવા લાગ્યા, કે "શાબાશ દૂધપાક બહુ સારો થયો છે. ભલો તારી માએ આપ્યો !" છોકરો ભોળો હતો તેથી તેણે કહી દીધું, કે "મારી મા તો કંઇ આપે એવી નથી આપે એવી હોય તો આજ સુધી કશું ન આપે ? દૂધપાકને કુતરૂં બોટી ગયું હતું તેથી અમારે માટે નકામો થઇ ગયો તેથીજ મને આપવા મોકલ્યો હતો. તે તો કહે છે, કે નકામી વસ્તુજ ગુરૂને અપાય." આ સાંભળીને મોલવી સાહેબ ક્રોધે ભરાયા પણ કરે શું ? કોના ઉપર ક્રોધ કાઢે ? બિચારો છોકરો તો ભોળો હતો તેથી તેણે સાચે સાચી વાત કહી. પછી તેમણે વિચાર્યું કે આવા સ્થાનમાં રચીપચી રહેલાં માબાપનાં છોકરાંને ભણાવવાં એ

ઈષ્ટ નથી. તેમણે છોકરાને કહ્યું, કે "ભાઇ, તું હવે કાલથી અહીં ન આવીશ." છોકરો સમજ્યો તો ખરો કે મને મોલવી સાહેબે ન આવવાનું શાથી કહ્યું તેણે ઘેર આવીને સઘળી બીના પોતાની માને કહી. તે તો તદન ઝંખવાણીજ પડી ગઇ. તેણે મોલવી સાહેબને ત્યાં જઈ ઘણા કાલાવાલા કર્યા અને વધારે પૈસા આપવાનું કહ્યું. પરંતુ તેમણે ફરીથી છોકરાને ભણાવવાની હા પાડી નહિ.

કોઇ આપણા છોકરાને ભણાવતું હોય તેને કંઇ ન આપીએ તો એ જુદી વાત છે, પરંતુ આવું તો નજ કરાય. જે પોતાના બાળકને વિદ્યારૂપ ધન આપે છે, તેના તરફ આવી વર્તણુંક ન શોભે. માબાપોએ પણ પોતાના છોકરાને ભણાવનાર તરફ પૂજ્યભાવ રાખવો જોઇએ.






## પ્રજાની પરીક્ષા.




ક વખતે એક રાજા હતો તેને પોતાન
પ્રજાની પરીક્ષા કરવાનું મન થયું. તેણે દૂધથ
નહાવાનું બાનું કાઢી શહેરમાં સાદ પડાવ્યે
કે જેને ઘેર ગાય કે ભેંસ હોય તે દરેક જ
કાલે સવારમાં તાજું દૂધ દોહીને અમુક હેરો છે, તેમ
ઘડો ભરીને રેડી આવવું. હેરો ઉંચો હતો તેથી ઘડો હા
ઉંચા કરીને ઠાલવવાનો હતો. અંદર કેટલું દૂધ પડયું છે
તે જોઇ શકાય એમ હતું નહિ. વળી હેરા ઉપર ચોકીદા
બેસાડયા હતા અને તેમને સખત હુકમ કર્યો હતો
અંદર કોઇને ડોકીઉં કરવા દેવું નહિ અને તમારે પા
કરવું નહિ. દરેક જણે વિચાર કર્યો કે દૂધથી આખો હે
ભરાવાનો છે, તેમાં હું એક ઘડો પાણી રેડી આવીશ
તોપણ કંઇ માલમ પડશે નહિ. પ્રાતઃકાલ થયો ત્યારથ
લોકોએ ઘડા લઇને ઉપર બરાબર ઢાંકીને હેરા તરફ જવા

શરૂ કર્યું હતું. વારાફરતી લોકો જતા અને આવતા. તેઓ રસ્તામાં ભેગા થતા ત્યારે વાતો કરતા કે કેમ ભાઇ, દૂધ લઇને ચાલ્યા કે? દરેક જણ પોતાના મનમાં એમ સમજતો હતો કે બધા દૂધ રેડી આવ્યા છે, અને હું એકલોજ પાણી રેડી આવ્યો છું. પાણી રેડી આવ્યા પછી દરેક જણ પોતાનું વાસણ ખૂબ સંભાળતો કે રખેને કોઇ જોઇ જશે તો મારૂં પોગળ ફૂટી જશે. એ શહેરમાં એક સદાચારી ખેડુત હતો, તે તો બિચારો વખત થયો ત્યારે દૂધજ રેડી આવ્યો. આખા હેરામાં એકજ ઘડો દૂધ આવ્યું. વખત થયો એટલે રાજા સાહેબ નહાવાનો ડોળ કરી હેરો જોવા આવ્યા. આવીને જોયું ત્યારે તો પાણીજ માલમ પડ્યું. માત્ર એક ઘડો દૂધ આવ્યું હતું તેની નામનીજ કંઇક ધોળાશ માલમ પડતી હતી. રાજા સમજી ગયો કે એક જણ સિવાય બધા પાણીજ રેડી ગયા છે. પછી તેણે શહેરના લોકોને એકઠા કરીને કહ્યું, કે "દરેક જણ દૂધ રેડી આવ્યા છે, પણ માત્ર એકજ જણ પાણી રેડી આવ્યો છે. જેણે પાણી રેડ્યું હોય તે સાચે સાચું બોલી જજો. જેણે રેડ્યું હશે તેનું મોં હમણાં ફીકકું પડી જશે." આ સાંભળીને બધા લોકો એક બીજાનાં મોં તરફ જોવા લાગ્યા અને તેમના ચહેરા ફીકકા પડી ગયા. માત્ર પેલા ખેડુતના ચહેરામાંજ વિકાર ન થયો. રાજા ચતુર હતો. તેથી સમજી ગયો કે આજ માણસ દૂધ રેડનાર હોવો

જોઇએ. પછી રાજાએ તેને કેટલાક પ્રશ્નો પૂછી દૂધ રેડનાર તેજ હતો તેની ખાતરી કરી લીધી અને તેને સર્વના દેખતાં ૧૦૦૦ રૂપીઆનું ઇનામ આપ્યું. પછી રાજાએ લોકોને સંબોધીને કહ્યું, કે "તમે બધા આટલા સ્વાર્થી ક્યારના થઇ ગયા છો? દરેક જણ પાણીજ રેડી આવ્યું છે. માત્ર આ ખેડુત એકલેજ દૂધ રેડયું છે. તમારા બધાના આચાર પ્રમાણે તો મારા રાજ્યમાં શાન્તિનો છાંટોએ ન હોવો જોઇએ, પણ કંઇક શાન્તિ રહે છે, તે આ સદાચારી ખેડુતનોજ પ્રતાપ છે. તેના સદાચારથીજ મારૂં રાજ્ય ટકી રહ્યું છે. હવે જરા સુધરો અને કેવળ સ્વાર્થનોજ વિચાર ન કરો. પોતે પણ સમાજની એક વ્યક્તિ છો, એ બરાબર ધ્યાનમાં લઇ સાથે સાથે તેનું હિત પણ વિચારતા જાઓ અને જે સ્વાર્થથી સમાજને હાનિ થતી હોય તે સ્વાર્થ ત્યજી દો." આટલું બોલી રાજાએ સૌને પોત પોતાને ઘેર જવા રજા આપી.






## પરિશ્રમનું ફળ.




વિકુલદીપક કલિદાસના વિષે લોકોમાં એક દંતકથા ચાલે છે. આગળના વખતમાં ઉજ્જન શહેરમાં એક પ્રખ્યાત રાજા રાજ્ય કરતો હતો. તેને એક વિદ્વત્તમા નામની વિદુષી કુંવરી હતી. તેનો વિચાર જે પંડિત પોતાની સાથે શાસ્ત્રાર્થ કરી પોતાને હરાવે તેની સાથે લગ્ન કરવાનો હતો. ઘણા પંડિતો આવ્યા પણ તે બધા હારીને ચાલતા થયા. આખરે કોઇ પણ પંડિત જીત્યો નહિ તેથી બધાને ઇર્ષ્યા ભરાઇ તેમણે વિચાર કર્યો કે ગમે તે યુકિતથી રાજકુંવરીનાં લગ્ન કોઇ મૂર્ખની સાથે કરાવવાં કારણ કે તે આપણામાંના કોઇને પણ હિસાબમાંજ ગણતી નથી. બેચાર પંડિતો મૂર્ખને શોધવા નીકળી પડયા. એક પંડિતજી શહેર બહાર નીકળીને જતા હતા તેવામાં તેમણે એક માણસને ઝાડની ડાળી કાપતાં જોયો. આ ભાઈ સાહેબ જે ડાળી પર બેઠા હતા તેજ ડાળી કાપી રહ્યા હતા.

પંડિતજી આ દેખાવ જોઇને સમજી ગયા કે આના જેવો બીજો મૂર્ખ મળવો મુશ્કેલ છે, માટે આનેજ લઇ જવો તેને સમજાવીને નીચે ઉતાર્યો અને પુછયું કે "કેમ ભાઇ તારે પરણવું છે? પરણવું હોય તો રાજાની કુંવરી સાથે પરણાવીએ." પેલો તો પરણવાનું નામ સાંભળીને ખુબ ખુશ થયો અને કહ્યું, કે "મહારાજ! મારે પરણવું છે. તમે મને પરણાવશો? તમે કોઈ દેવ જેવા દેખાઓ છો." પંડિતે કહ્યું, "અમે તને પરણાવીએ, પણ તે એક શરતે તારે પરણતી વખતે બીલકુલ બોલવું નહિ. પણ તને કંઇ પુછવામાં આવે તો માત્ર આંગળીઓના ઇશારાથી જવાબ આપવો." આટલું શીખવીને તેને બીજા પંડિતોની પાસે લઇ જવામાં આવ્યો. સર્વ પંડિતોને બધી હકીકત કહેવામ આવી. પછી તે બધા પેલા મૂર્ખને લઈને કુંવરી પાસે ગયા. તેને કપડાં સારાં પહેરાવવામાં આવ્યાં હતાં તેથી પોશાક ઉપરથી ગુણનું પ્રદર્શન થાય તેમ ન હતું. રાજ કુમારી બેઠી હતી ત્યાંથી થોડેજ દૂર એક સુંદર આસન હતું, તે ઉપર પેલા મૂર્ખશિરોમણિને બેસાડવામાં આવ્યા. પછી તેમની તરફ આંગળી કરી પંડિતોએ કુંવરીને કહ્યું કે "આ અમારા ગુરૂ છે. તેઓ સાક્ષાત્ બૃહસ્પતિ સમાન છે. તમે એમની સાથે શાસ્ત્રાર્થ કરો; પણ હાલ તેમણે થોડા વખતને માટે મૌનવ્રત લીધેલું છે, તેથી જે વાતચીત કરવી હોય તે હાથના ઇશારા વડેજ કરવી પડશે." કુમા-

રીએ વિચાર્યું કે આ વળી હાથના ઇશારાથી કેવી વાતચીત કરે છે, તે તો જોઉં. તેને એવો પ્રશ્ન પૂછવો હતો, કે ઇશ્વર એક છે એ તો આપ માનો છોને? તેણે એક આંગળી ઉંચી કરીને આ પ્રશ્ન સંકેતથી જણાવ્યો. આ જોઈને મૂર્ખ સમજ્યો કે આ તો મારી એક આંખ ફોડવા માગે છે. તેણે બે આંગળી ઉંચી કરીને જણાવ્યું કે તું મારી એક ફોડીશ તો હું તારી બે ફોડીશ. કુંવરી સમજી કે આ તો બે ઇશ્વરનું અસ્તિત્વ સ્વીકારે છે. પછી તેણે પંડિતોને જણાવ્યું, કે મેં એક આંગળી ઉંચી કરીને આપના ગુરૂજીને એવું પૂછયું હતું કે તમે એક ઇશ્વરનું અસ્તિત્વ તો સ્વીકારો છોને? મારા મનમાં એમ હતું કે તે પણ એક આંગળી ઉંચી કરી મારી માન્યતા સ્વીકારશે, પણ તેમણે તો બે આંગળી ઉંચી કરી બે ઇશ્વર હોવાનું જણાવ્યું. મેં એમની બુદ્ધિ જોઇ લીધી. હવે મારે એમની સાથે બીજી વાતચીત કરવી હતી તે પણ કરવાની જરૂર રહી નથી." આ સાંભળતાંની સાથેજ એક ચાલાક પંડિતજી બોલી ઉઠયા, "અમારા ગુરૂજીનું કહેવું વાસ્તવિક છે. એમના કહેવામાં દુનીઆમાં કોઇ પણ ભૂલ કાઢે એવું છેજ નહિ. તમે એક આંગળી ઉંચી કરી એ ઉપરથી એ એમ સમજ્યા કે તમે એમ પૂછો છો, કે સ્રીને ઇશ્વર એકજ છે? આના ઉત્તરમાં તેમણે બે આંગળીઓ ઉંચી કરી હતી, તેનું તાત્પર્ય આપ સમજી શકયાં નહિ. સ્રીના ઇશ્વર બે

છે. એક તો સૃષ્ટિકર્તા પરમેશ્વર અને બીજો તેનો સ્વામી. હવે અમારા ગુરૂજીએ જે ઉત્તર આપ્યો તે આપને બરાબર સમજાયો હશે." રાજકુંવરીએ માન્યું કે આ કોઇ પૂર્ણ વિદ્વાન પુરૂષ છે. પછી તેણે પોતાની હાર સ્વીકારી અને પેલા મૂર્ખ સાથે લગ્ન કર્યું.

લગ્ન થઈ ગયા પછી તરતજ આ ભાઈને એક સુંદર મહેલમાં લઇ જવામાં આવ્યા. એવામાં રસ્તે થઇને એક ઉંટ બરાડતું બરાડતું જતું હતું, તેનો અવાજ કુવરીને કાને પડયો. તે વખતે વિદ્વાન પુરૂષો સંસ્કૃતમાં વાતચીત કરતા હતા, તેથી કુંવરીએ પણ સંસ્કૃતમાંજ એવા ભાવાર્થનો પ્રશ્ન પૂછયો કે આ કોનો અવાજ આવે છે? આ ભાઇ એકદમ બોલી ઉઠયા કે ઉટ્રનો. સંસ્કૃતમાં ઉષ્ટ્ર શબ્દ છે, અને તેનો અર્થ ઉંટ થાય છે; પણ ભણ્યા વગર ઉષ્ટ્ર એવો શુધ્ધ ઉચ્ચાર કયાંથી આવડે? રાજકુમારીએ ફરીથી પૂછયું ત્યારે પણ "ઉટ્રનોજ" એવો ઉત્તર આપ્યો. હવે તે સમજ્યા વગર રહે? આ ઉત્તર સાંભળીને તે તો સમજી ગઈ કે આ પંડિત નથી પણ કોઇ મૂર્ખ છે. તેને પંડિ-તોનું કપટ માલમ પડી ગયું અને શું કરવું તે વિચાર કરવા લાગી. છેવટે તેણે તેને પોતાના મહેલમાંથી બહાર કઢાવી મૂકયો. પેલો બિચારો નિરાશ થઇને જંગલ ભણી ચાલતો થયો. જતાં જતાં થાક લાગ્યો તેથી એક કુવો આવ્યો તેના થાળા ઉપર વિશ્રામ લેવા બેઠો. એવામાં તેની

જર ભડને સ્થાને ગોઠવેલા પત્થરો ઉપર પડી એ પત્થરો
પર વારંવાર દોરડું ઘસાવાથી કાપા પડ્યા હતા. તેને
ચાર થયો કે આ પત્થર જેવી કઠણ વસ્તુ ઉપર પણ
રંવાર દોરડું ઘસાવાથી કાપા પડયા છે, તો મારૂં મગજ
મે તેટલું ખરાબ હોય તો પણ હું વારંવાર યાદ કરૂં
. મને અમુક વસ્તુ કેમ યાદ ન રહે? આ પત્થરનો
ખલો જોઇને તેને એકાએક ભણવાનો વિચાર સ્ફુરી
ાવ્યો. પછી તે ઘણાજ ખંતથી અભ્યાસ કરવા મંડી
ડ્યો. તેણે મન મૂકીને અગાધ પરિશ્રમ કર્યો તેથી તે
ડા વખતમાંજ વિદ્વાન થઇ ગયો અને તે બીજો કોઇ
.હે પણ કવિશિરોમણિ કાલિદાસજ. જોયું, મૂર્ખશિરો-
.ણિમાંથી કવિ-શિરોમણિ થયો; પણ તે શાને લીધે?
જા કશાને લીધે નહિ પણ તેના અથાક પરિશ્રમને લીધેજ.
દ્વાન થયા બાદ તે, રાજકુંવરીને ત્યાં જાય છે, ત્યારે તે
ને ઘણુંજ માન આપે છે, અને પછી બંને જણ સુખથી
વસ નિર્ગમન કરે છે.






## શેખચલ્લી.




ખચલ્લી નામનો એક માણસ હતો, તેને મનસુબા કરવાની બહુ ટેવ પડી ગઇ હતી. તે મજુરી કરીને પોતાનું ગુજરાન ચલાવતો હતો. એક દિવસે એક સુખડીઓ ઘીનો ઘાડવો લઇ ગાડીએથી ઉતર્યો અને તેને કહેવા લાગ્યો, કે "આ ઘાડવાને શહેરમાં લઇ જવાનો છે, તેનું શું લઇશ"? શેખચલ્લીએ કહ્યું, કે "દોઢ આનો." સુખડીઆએ કહ્યું, કે "આનો આપીશ લઇ જવો હોય તો ચાલ." આણે વિચાર્યું કે આનો તો આનો જે આવ્યું તે ખરૂં. સુખડીઆએ ઘાડવો તેના માથા ઉપર ચઢાવ્યો. આગળ શેખચલ્લી અને પાછળ સુખડીઓ ચાલતા થયા. ચાલતાં ચાલતાં શેખચલ્લી મનસુબા ઘડતો હતો, કે "એક આનો મળશે તેનું એક મરઘીનું નાનું બચ્ચું લઇશ, તે મોટું થશે એટલે ઇંડા મુકશે, એ ઇંડાંમાંથી બચ્ચા નીક-

ળશે, એ બચ્ચાં પાછાં મોટા થશે અને ઈંડા મુકશે તેમાંથી બીજાં બચ્ચાં નીકળશે, એ પ્રમાણે મારી પાસે બહુજ મરઘામરઘી થઈ જશે, તેને વેચીને હું એક બકરી લઇશ, બકરીને બચ્ચાં થશે એટલે તેને વેચીને ગાય લઇશ, એ ગાયના દૂધના પૈસા આવશે તે અને તેને વાછરડા વાછરડી થશે તેના પૈસા આવશે તે પૈસા એકઠા કરી હું પરણીશ; પછી તો મારે છોકરાં થશે, એ છોકરાં મને "બાપુ બાપુ" કરી દિવાળીને દિવસે હર્ષથી બોલાવશે અને ફટાકડા માગશે પણ હું તેમને માથું ધુણાવી લઈ આપવાની ના પાડીશ. વળી છેવટે ઘણાં કરગરશે તો લઇ આપીશ" આ છેલ્લું વાકય બોલતાંની સાથે તો ભાઈ સાહેબે જાણે ખરેખર છોકરાં ફટાકડા માગવા આવ્યાં હોય તેમ માથુંજ ધુણાવી દીધું. માથું ધુણાવ્યું એટલે પછી પૂછવાનું શું! ઘાડવો પડી ગયો, અને તે ફૂટી ગયો અને ઘી પણ ઢોળાઇ ગયું. સુખડીઓ પાછળ આવતો હતો તેણે તેને ધપ્પો મારીને કહ્યું, "અરે મૂર્ખ! આ શું કર્યું? ઘાડવો કેમ ફોડી નાખ્યો"? શેખચલ્લીએ ઉત્તર આપ્યો, "તમારા કરતાં નુકસાન તો મનેજ વધારે થયું છે. તમને તમારી લાગી છે, અને મને મારી લાગી છે. તમારો તો ઘાડવો ભાગ્યો પણ મારૂં તો ઘર ભાગ્યું તેનું કેમ?" સુખડીઆએ ધાર્યું કે આ તો કોઈ મૂર્ખનો સરદાર જણાય છે, એની સાથે

માથાકૂટ કરવાથી કંઇ વળે તેમ નથી. પછી તે પોતાને રસ્તે ચાલતો થયો.

ખોટા ખોટા મનસુબા કરવા તેના કરતાં કર્મ કરવા તરફ ધ્યાન આપતા રહેવું એ હજારગણું સારૂં છે.

---



## રત્ન ૮૩ મું.



## મૂર્ખને આપવાની લાકડી.



એક વખતે એક રાજા હતો તેને ત્યાં એક મહાત્મા પધાર્યા. રાજાએ મહાત્માજીનો પ્રેમપૂર્વક સત્કાર કર્યો. જતી વખતે રાજાએ કહ્યું કે "મને આપના જેવા કોઇ મહાત્મા મળ્યા હતા તેમણે એક લાકડી આપી છે, અને તેમણે આપતી વખતે કહ્યું હતું, કે "કોઇ મૂર્ખમાં મૂર્ખ મળે તેને એ આપજે. એ મૂર્ખ એ લાકડીને લેવાથી ઘણોજ ડાહ્યો

ઇ જશે. હું એવા મૂર્ખને બહુ દિવસથી શોધું છું, પણ ાઇ જડતું નથી. આપ આખા દેશમાં ભ્રમણ કરો છો, ાથી આપને કોઇ મૂર્ખ જડી આવશે માટે કોઇ મળે તો મા લાકડી તેને આપી દેજો." મહાત્માજી લાકડી લઇને સ્તે પડયા. થોડાં વર્ષ વીત્યા બાદ રાજા મૃત્યુશય્યાપર પડયો તો ત્યારે મહાત્માજી પેલી લાકડી લઇને પાછા આવ્યા. મણે આવીને રાજાની ખબર પૂછી. પછી તેમની વચ્ચે ાચેનો સંવાદ થયો.

મહાત્મા—આપ પરલોક જાઓ છો, ત્યાં આ રાજપાટ પણ આવવાનું હશે?

રાજા—ના, ના, એ શી રીતે આવી શકે?

મહાત્મા—ઠીક, રાજપાટ તો નહિ આવે પણ ધન, હીરા, માણેક વગેરે તો જરૂર આવવાનાંજ હશે.

રાજા—ના, એમાંનું પણ કંઇ આવવાનું નથી.

મહાત્મા—આ લશ્કર, હાથી, ઘોડા, વગેરે આવશે કે નહિ?

રાજા—ના, તે પણ અહીંનું અહીંજ રહેશે.

મહાત્મા—તમારા ભાઇઓ અને સરદારો ત્યાં સલાહ આપવા આવશે કે નહિ?

રાજા—કોઇ સલાહ આપવા આવવાનું નથી. મારે એકલાનેજ જવું પડશે.

મહાત્મા—તમારી વ્હાલી રાણી તો ત્યાં સેવા કરવા આવશેજ. તેના વિના તમને ગમશે કેમ?

રાજા—એ રાણી પણ આવવાની નથી.

મહાત્મા--ઠીક, એ બધુંએ નહિ આવે પણ તમારું શરીર તો અવશ્ય આવવાનુંજ હશે. તેનું તમે બહુ દિવસ લાલનપાલન કર્યું છે, એ ઉપકાર યાદ લાવીને પણ આવશે. એ કૃતઘ્ન તો નહિજ થાય.

રાજા--એ શરીર પણ અહીંજ રહેશે.

મહાત્મા--ત્યારે તમે સાથે શું લઇ જવાના છો? તમારો કોઈ સાથીજ નથી? ભૂલા પડશો તો કોણ રસ્તો બતાવશે?

રાજા--પરલોક જતાં સાથી કોણ? મારો તો કોઇ સાથી જણાતો નથી.

મહાત્મા- ત્યારે તો પકડો આ લાકડી. મને તો તમારા કરતાં બીજો કોઇ વધારે મૂર્ખ જડયો નહિ. આટલાં બધાં વર્ષ સંસારમાં રહ્યા પણ ધર્મરૂપ સાથીજ ન કર્યો! કેવી મૂર્ખતા

> કહેવાય. પરલોકમાં જતી વખતે ધર્મ એક-
> લોજ સાથે આવે છે, માટે તેનો સાથ કરવા
> ચૂકવું નહિ.

પછી રાજાએ લાકડી લીધી અને નવા જન્મમાં ધર્મ
રવાનો સંકલ્પ કરી મૃત્યુશરણ થઇ ગયો. એક કવિએ
હ્યું છે, કે:--

> धनानि भूमौ पशवश्च गोष्ठे
> नारी गृहद्वारि जनः श्मशाने ।
> देहश्चितायां परलोकमार्गे
> धर्मानुगो गच्छति जीव एकः ॥

ભાવાર્થ:--જ્યારે માણસ મરણ પામે છે, ત્યારે ધન,
શુ, સ્ત્રી, સગાંવહાલાં અને દેહ એમાંનું કોઇપણ તેની
ાથે પરલોકમાં જતું નથી, પરંતુ માત્ર ધર્મ એકલોજ
ાય છે.






—:o:—

## પરમાત્માનું સર્વવ્યાપકત્વ.

એક ગુરૂ હતા તેમની પાસે બે છોકરા ચેલા થવાને આવ્યા. ગુરૂએ કહ્યું કે "તમે દરેક જણ એકેક મરઘી લઇ આવો અને કોઇ ન દેખે તેવી જગાએ જઇને તેની ડોક મરડી નાખીને મારી પાસે લાવો." બંને છોકરાઓ એકેક મરઘી લઇ આવ્યા અને એકાંત શોધવા લાગ્યા. એક છોકરો તો ગુરૂજીના ઘરના પાછળના ભાગમાં વાડો હતો ત્યાં ગયો અને ત્યાં આડુંઅવળું જોવાથી કોઇ ન જણાયું એટલે મરઘીની ડોક મરડી નાખી અને તરતજ ગુરૂજી પાસે હાજર થઇ ગયો ગુરૂજીએ પૂછ્યું, કે "તેં ક્યાં મારી નાખી ? ત્યાં કોઇ હતુંજ નહિ" ? પેલા છોકરાએ ઉત્તર આપ્યો. કે "મહારાજ ! આપના ઘરના વાડામાંજ. ત્યાં કોઇ ચકલુંએ ન હતું" ગુરૂજી જાણી ગયા કે હજી આના હૃદયમાં પરમાત્માનું સર્વવ્યાપકત્વ ઠસ્યું નથી.

બીજો છોકરો પર્વતોના શિખરો ઉપર, સમુદ્ર કિનારે, ભયાનક જંગલોમાં, અને અંધારી ઓરડીઓમાં ફરી આવ્યો

તોપણ તેને એકાન્ત ન જડયું. જ્યાં કોઇ માણુસ ન હોય ત્યાં તે મરઘીને મારવાને તૈયાર થતો એવામાંજ તેને મરઘીની આંખોમાં પરમાત્મ દર્શન થતું. તે ઘણે ઠેકાણે ગયો તોપણ તેને પરમાત્મા તો ત્યાં જણાતોજ. આખરે બિચારો થાકીને આવ્યો અને કહેવા લાગ્યો, કે "ગુરૂજી! હું તો પર્વતો ઉપર, જંગલોમાં, સમુદ્ર કિનારે, અને અંધારી ઓરડીઓમાં ફરી આવ્યો પણ મને તો કોઇ ઠેકાણે એકાન્ત જડયું જ નહિ. હું તો જ્યાં ગયો ત્યાં પરમાત્માજ જણાયા. આથી કરીને મેં મરઘીને મારી નહિ, પણ સાજીજ પાછી લાવ્યો છું." ગુરૂજીએ આ બીજા છોકરાને પોતાનો શિષ્ય બનાવ્યો, અને પહેલાને કહ્યું, કે "ભાઇ! હજી સુધી તું લાયક નથી. લાયક થઇશ ત્યારે કહીશ.

જે મનુષ્ય પરમાત્માપર દૃઢ વિશ્વાસ રાખે છે અને તેનું સર્વવ્યાપકત્વ સ્વીકારી ધર્માચરણ કરે છે, તેની સકળ કામનાઓ સફળ થાય છે. આપણે પરમાત્માનું સર્વવ્યાપકત્વ સ્વીકારી તેની ભક્તિ કરવી જોઇએ અને તેની પ્રાર્થના કરી પોતાનું જીવન ઉચ્ચ બનાવતા જવું જોઇએ શ્રદ્ધાપૂર્વક પરમાત્માને કહો કે:--

तेजोऽसि तेजो मयि धेहि। તું તેજ છે! મને તેજ આપ!
वीर्यमसि वीर्यं मयि धेहि॥ તું વીર્ય છે! મને વીર્ય આપ!
बलमसि बलं मयि धेहि। તું બલ છે! મને બલ આપ!

ओजोऽस्योजो मयि धेहि ॥ તું ઓજ છે! મને ઓજ આપ!
मन्युरसि मन्युं मयि धेहि । તું દુષ્ટતાપર ક્રોધ કરે છે!
મને એવો ક્રોધ આપ!
सहोऽसि सहो मयि धेहि ॥ તું પ્રકાશ છે! મને પ્રકાશ આપ!

—— o ——






## વ્યર્થ વિવાહ.



એક જમાઇ હતો તે પોતાના સસરાને ત્યાં રહેતો હતો. એક દિવસે તે બંને જણ ખેતરમાં ખેડવા ગયા હતા. વાત પર વાત નીકળી તેમાં સસરાએ કહ્યું, કે "આનંદપુર શહેર અહીંથી ચાર કોશ દૂર છે." જમાઇએ કહ્યું, "નહિ, ત્રણ કોશજ દૂર છે." સસરાએ ફરીથી કહ્યું, "ખોટી વાત. ચાર કોશજ દૂર થાય છે. હું જાણુ

છું તે ખોટું'!" જમાઈએ કહ્યું, "સસરાજી! ત્રણ કોશજ દૂર થાય છે. હું ગયો છું તે ખોટું'?" એમ કરતાં કરતાં તકરાર લાંબી ચાલી. યુદ્ધ થવાની અણીપર કામ આવ્યું હતું એટલામાં સસરાની દીકરી ભાથું લઈને આવી પહોંચી. તેણે પૂછયું, "પિતાજી! શાની તકરાર હતી?" પિતાએ કહ્યું, કે "હું કહું છું, કે આનંદપુર શહેર અહીંથી ચાર કોશ દૂર છે, પણ એ માનતાજ નથી અને કહે છે, કે ત્રણજ કોશ થાય. શું ત્યારે મારો એક કોશ મફતજ જાય?" પુત્રીએ કહ્યું, "પિતાજી! તમે મારા લગ્ન વખતે ઘણી કિંમતી ચીજો આપી છે, તો એક કોશમાં શું થઇ ગયું? પિતાએ કહ્યું, "એવી રીતે તો એક કોશ તો શું પણ હજારો કોશ લઇ જાય, પણ આમ તો એક હાથ પણ ન આપું!"

આવી રીતે આના જેવી નકામી વાતો હજારો ઠેકાણે થાય છે, અને છેવટે તેમાંથી તકરાર થાય છે. વળી સાથે સાથે અમૂલ્ય સમય પણ નકામો જાય છે. વાતને પાયો છે કે નહિ તે જોઇ આગળ ચલાવવી જોઇએ.






## જનાબ! આપકે જુતોંકી સબ મહેરબાની હૈ.




ક ફાંકડા મીઆં હતા તેમણે એક દિવસ પોતાના દોસ્તોને મિજબાનીનું નિમંત્રણ આપ્યું. મીઆં સાહેબ જીભના બહુજ મીઠા અને મશ્કરી કરવામાં ચતુર હતા. મિત્રો સારાં સારાં કપડાં અને સારા સારા બૂટ પહેરી મિજબાની લેવાને આવ્યા. મિજબાની મેડા ઉપર કરવાની ગોઠવણ રાખી હતી તેથી તેઓ જોડા ઉતારીને ઉપર ગયા. ત્યાં ગાદીતકીઆ ગોઠવી રાખ્યા હતા તે ઉપર જઇને સઘળા બેઠા. પેલા મીઆંએ પોતાના માણસને શીખવી રાખ્યું હતું કે મારા દોસ્તો ઉપર જાય કે તરતજ તારે તેમના બૂટ લઇ જઇ બજારમાં વેચી નાખી જે પૈસા આવે તેનાં ફળ અને મિઠાઇ લાવી રકેબીઓમાં મૂકી ઉપર લાવવાં. તે પ્રમાણે કરવામાં આવ્યું. ખાતી વખતે મીઆં સાહેબે દોસ્તોનાં ખૂબ વખાણ કર્યાં અને દોસ્તોએ પણ તેમનાં વખાણ કરવામાં કચાશ રાખી નહિ. પરંતુ દોસ્તો જ્યારે જ્યારે વખાણ કરતા ત્યારે ત્યારે ફાંકડા મીઆં તો એમજ કહેતા કે 'યહ સબ આપકે

જુતોંકી મહેરબાની હૈ." આથી પેલા દોસ્તો ખૂબ ખુશ થતા અને કહેતા કે 'યાર! તેરી બહુત હી મહેરબાની હૈ જો તુને આજ હમકો મિજબાની દી. હમ સબ તેરા શુકરીઆ (ઉપકાર) અદા કરતે હૈં." આ સાંભળીને મીઆંજી કહેતા, "નહીં જી. ઇસમેં મહેરબાની કિસકી? યહ તો સબ આપકે જુતોંકી મહેરબાની હૈ!" આવી રીતે ઘણો વખત ગાળ્યા પછી દોસ્તોએ રજા લીધી અને નીચે ઉતર્યા. નીચે ઉતરીને જુએ છે તો બૂટજ ન મળે. તેમણે મીઆંને પૂછયું, "હમારે જુતે કહાં ગયે?" મીઆંએ કહ્યું, "જનાબ! યહ સબ આપકે જુતોંકી મહેરબાની હૈ!" દોસ્તોએ જરા અકળાઇને પૂછયું, "અરે ભાઇ! બતા તો સહી કિ હમારે સબકે જુતે કહાં હૈં!" મીઆંભાઇ તો દરેક વખતે કહેતા કે "જનાબ! યહ સબ આપકે જુતોંકી મહેરબાની હૈ!" હવે પેલા દોસ્તો સમજયા કે આણે તો આપણી મશ્કરી કરી છે. ચલો ચલો ઇધરસે, નહીં તો ફિર ટોપીઓંકી મહેરબાની હોગી, એમ કરી તેઓ પોતપોતાને ઘેર ગયા.






—:૦:—

## આઠ આઠ વર્ષના બે વર.



એક શેઠ હતા તેમને એક પુત્રી હતી. પુત્રી ૧૨ વર્ષની થઇ એટલે બાળલગ્નની રૂઢિને લીધે શેઠને ચિંતા થઇ કે આનાં લગ્ન કરી નાખવાં જોઇએ. તેમણે પોતાના ગોરને બોલાવીને કહ્યું, કે "મહારાજ ! તમે અમારા ઘરના ભોમીઆ તો હશો." મહારાજે કહ્યું, "શેઠજી ! તમારા ઘરનો તો મને ઘણોજ સારો પરિચય છે. કંઇ કામકાજ હોય તો ફરમાવશો." શેઠે કહ્યું, કે "જુઓને ગોરજી ! હવે આપણી કન્યા ૧૨ વર્ષની થઇ છે, એટલે મને ફીકર પેઠી છે. લોકો કહે છે, કે બાર વર્ષની થઇ તોપણ હજી કુંવારી રાખી છે. મારાથી લોકોનાં મેણાં સંભળાતાં નથી. હવે તો કંઇ કરી નાખવું જોઇએ. એને માટે સોળેક વર્ષનો એક સારા કુળનો વર શોધી લાવો." "શેઠજી ! એમાં તે શું? આ શોધી લાવ્યો એમ જાણો." એ પ્રમાણે બોલી મહારાજ

ચાલતા થયા પણ થોડેક ગયા એટલામાં એક વિચાર આવ્યો તેથી પાછા આવ્યા. આવીને શેઠને પૂછ્યું, કે "શેઠજી! પણ હમણાં આપની નાતમાં વરની અછત છે તે આપ સારી રીતે જાણો છો, તો વખતે ૧૬ વર્ષનો એક ન મળે તો આઠ આઠ વર્ષના બે લાવું તો ન ચાલે?" શેઠે જાણ્યું કે આ તો મૂર્ખ છે અને મોકલીશું તો કંઈક ઉંધુ વાળશે, એમ સમજી તેને રજા આપી.

—o—

## રત્ન ૮૮ મું.

—:o:—

## પૂર્વજોને પાણી.



શીખ ધર્મના પ્રવર્તક ગુરુ નાનકનું નામ તો સાંભળવામાં આવ્યું હશે. તે એક દિવસે ફરતા ફરતા એક નદીને કિનારે આવી પહોંચ્યા. ત્યાં એક વિચિત્ર દેખાવ તેમના જોવામાં આવ્યો એક માણસ નદીના પાણીમાં ઉભો ઉભો સૂર્યના તરફ પાણી નાખતો હતો. આ

દેખાવ જોઇને તે આશ્ચર્ય પામ્યા, અને પોતાની જિજ્ઞાસા શાન્ત કરવાને માટે તેમણે પેલા માણુસને પૂછ્યું, કે "કેમ ભાઇ ! આ સૂર્યની સામે પાણી રેડી શું કરો છો ?" ઉત્તર મળ્યો, કે "હું તો મારા પૂર્વજોને પાણી પાઉં છું. ન પાઉં તો તેઓ તરસ્યા રહે અને અમને શાપ દે." ગુરૂ નાનક આ સાંભળીને કંઇ પણ બોલ્યા નહિ પણ સૂર્ય તરફ પીઠ કરીને કિનારા તરફ પાણી નાખવા મંડી પડયા" આ જોઇને પેલો માણુસ નવાઇ પામ્યો અને પૂછવા લાગ્યો, કે "મહારાજ ! આપ આ શું કરો છો ?" ગુરૂજીએ ઉત્તર આપ્યો, કે "અહીંથી ૨૦૦ ગાઉ ઉપર મારૂં એક ખેતર છે, તેને હું પાણી પાઉં છું. આ સાલ વરસાદ બરાબર વરસ્યો નથી, તેથી છોડ તરસ્યા રહ્યા છે." પેલા માણુસે કહ્યું, "વાહ ! વાહ ! અહીંથી તે વળી ૨૦૦ ગાઉ ઉપરના ખેતરમાં પાણી પહોંચે ખરૂં ? આપ કેવી મૂર્ખતા કરો છો ?" આ સાંભળીને ગુરૂ નાનક બોલ્યા, "પહેલી મૂર્ખતા તો તમે કરો છો, કારણુ કે પૂર્વજો કયાં છે એ પણુ તમે જાણુતા નથી ને માત્ર સૂર્ય તરફજ પાણી ફેંકયા કરો છો. ૨૦૦ ગાઉ ઉપરના ખેતરને પાણી ન પહોંચે તો તમારા પૂર્વજોને કેવી રીતે પહોંચે ? વળી તમે તો એમજ ધારો છો, કે તેઓ શરીર ધારણુ કરીને અમુક ઠેકાણે બેઠા હશે અને તેમને તરસ લાગી હશે. ધારો કે ખરૂં છે, એમ માની લઇએ તોપણુ ત્યાં અરબસ્તાનના રણુની માફક પાણીનો

તોટો હશે એમ માનવાનું કારણ શું છે? તમારે ખરૂં પાણી પાવું હોય તો તમારા પૂર્વજોના સદ્‌ગુણોનું સ્મરણ કરો અને તમારૂં ચારિત્ર્ય સુધારો. પૂર્વજોને પાણી પાવું તેનો ખરો અર્થ તો એ છે, કે તેમના સદ્‌ગુણના સ્મરણરૂપ જળથી પોતાના કુળને સિંચી પવિત્ર કરી તેમના આત્માઓને શાન્તિ આપવી." પેલા માણસે કહ્યું, "મહારાજ! આપનું કહેવું સત્ય છે, પણ ત્યારે લોકો કરે છે એ શું જુઠું છે." નાનકજીએ કહ્યું, "ભાઇ એ તો ગાડરીઓ પ્રવાહ છે. એકે કર્યું એટલે બીજો કરે છે, પણ પોતાની બુદ્ધિથી કોઇ વિચારતું નથી. ઈશ્વરે આપણને બુદ્ધિ આપી છે, તે વિચાર કરીને યોગ્ય માર્ગે જવાને માટેજ આપી છે."











ખેડુતો હતા તેમને અફીણ ખાવાની
હતી. એક દિવસે તેઓ અફીણ ખા
ઘેનમાં ચઢયા અને એકબીજાની સ
વાત કરવા લાગ્યા કે આપણે આ સ
ભાગે શેરડી વાવીએ. વાત લાંબી ચાલી અને તેમાંથી
જણે કહ્યું, "હું તો રોજ એક સાંઠો ચૂસવાનો." બીજા
કહ્યું, "તું એક ચૂસીશ તો હું બે ચૂસીશ." પહેલાએ ક
"ત્યારે હું ત્રણ ચૂસીશ." બીજાએ કહ્યું, "હું ચાર ચૂ
વાનો." એમ કરતાં કરતાં દશ સાંઠા સુધી વાત આ
પહોંચી. પહેલાને ખીજ ચઢી તેથી તેણે કહ્યું, કે "હું
ચૂસું અને તું દશ કેમ ચૂસે?" બીજાએ કહ્યું, "તું
માટે કહે છે, કે હું નવ ચૂસીશ. હું તો તારા કરતાં
વધારે ચૂસવાનો" પછી તો વાત છેલ્લે કયારે ગઇ
મારામારી પણ થઇ. આખરે બંનેને કચેરીમાં જવું પડ
ન્યાયાધીશે હુકમ કર્યો કે તમે બંને જણે અમારી જ

નમાં શેરડી વાવીને ખુબ ચૂસી લીધી છે, માટે દરેક જણ દાણના વીસ વીસ રૂપીઆ અમારી કોર્ટમાં ભરી જાઓ.

**विना हेतुमपि द्वन्द्वमिति मूर्खस्य लक्षणम् ।**

ભાવાર્થ:—હેતુ વિના પણ બે માણસો એકઠા થઇને તકરાર કરે તો જાણવું કે તેઓ મૂર્ખ છે.

—o—






## પંચમાં ચુંટણી કયારે થાય ?




હાનંદ નામનો એક બ્રાહ્મણ હતો તે થોડું ઘણું ભણ્યો હતો. વળી તે ગરીબ હતો અને તેને પોતાનું ઘર પણ ન હતું. તેના ગામમાં એક શિવાલય હતું, તેની એક કોટડી ખાલી પડી રહેતી હતી, તેમાં તે પોતાની સ્ત્રી સાથે રહેતો. એક દિવસે તે રસ્તામાં થઇને જતો હતો તેવામાં બે માણસો માંહોમાંહે

તકરાર કરતા હતા, તે તેના જોવામાં આવ્યા. તે ત્યાં પહોંચી ગયો અને સમજાવવા મંડી પડયો. પેલા બે માણસોમાંથી એક માણસ બોલી ઉઠયો, "બેસ, બેસ, તું કયારનો ડાહ્યો થઇ ગયો છે? જાણે મોટા પંચના માણસ આવ્યા!" મહાનંદે વિચાર્યું કે 'પંચનો માણસ' એ બહુજ સરસ વસ્તુ હોવી જોઇએ. તે દિવસથી તેને 'પંચના માણસ' બનવાની લગની લાગી, તેથી ખાવાપીવાનું પણ બરાબર સૂઝતું નહિ. તે હમેશાં ચિંતાતુર રહીને ઉપાય શોધ્યા કરતો પણ કંઇ જડતો નહિ. એક દિવસે તેની સ્ત્રીએ કહ્યું, "સ્વામી! આપ ખાવાપીવા ઉપર બરાબર ધ્યાન નહિ આપો અને રાતદિવસ ફક્ત શોકમાંજ રહેશો એથી શું 'પંચના માણસ' બની જવાના હતા? આનંદમાં રહો. હું આપને બીજો ઉપાય બતાવું તે કરો. આપ એથી જરૂર 'પંચના માણસ' બની જશો. મહાનંદને બીજુ શું જોઇતું હતું? તેણે કહ્યું, કે "પ્રિયા, હમણાંને હમણાં એ ઉપાય બતાવી દે." સ્ત્રીએ કહ્યું, "આપને આપના કામમાંથી પરવાર્યા પછી જે વખત મળે તે સઘળો લોકોના કલ્યાણને માટે ગાળતા રહો. કોઇને ત્યાં લગ્ન હોય તો ત્યાં જઇ નિઃસ્વાર્થ વૃત્તિથી કામ કરો. કોઇ માંદુ પડે તો તેને ત્યાં જઇ આશ્વાસન આપો, તેની સારી રીતે ચાકરી કરો, અને તેને દવા પણ આણી આપો. કોઇ મરી જાય તો શ્મશાનમાં જાઓ અને બાળવામાં મદદ કરો. આ બતાવ્યાં તે અને તેનાજ જેવાં બીજાં

કામો કરવાથી તમે થોડા વખતમાં 'પંચના માણસ' બની જશો." મહાનંદે એ પ્રમાણે કરવા માંડયું. લોકોમાં તેની કીર્તિ ગવાવા લાગી. એ ગામમાં એક વિધવા બાઈ રહેતી હતી. તે બહુ પૈસાદાર હતી. તેને એક છોકરો હતો તે ભણીગણીને મોટો થયો હતો. થોડા વખત પછી તેને સરકારી નોકરી મળે એવો સંભવ હતો. આ છોકરો એક દિવસે માંદો પડયો અને દિવસે દિવસે તેનો તાવ વધવા લાગ્યો. ઘરમાં ચારપાંચ મુનીમ હતા તે તેની મિલકતનો વહીવટ કરતા હતા. તેઓ છોકરાની ચાકરી કરવામાં જરા પણ ધ્યાન આપતા નહિ, કારણ કે તે મરી જાય તો તેનું ધન તેમને પચાવી પડતાં સહેલું પડે. પેલી વિધવાબાઈને આ વાતની ખબર પડી ત્યારે તેણે પોતાની પાડોશમાં એક ડોસી રહેતી હતી તેની સલાહ માગી. ડોસીએ કહ્યું, કે "આપણા ગામમાં મહાનંદ નામનો એક બ્રાહ્મણ રહે છે, તે ઘણોજ પરોપકારી છે. તેને ખબર પડશે તો તે આવ્યા વગર નહિ રહે. આવીને તે તમારા છોકરાની સારી રીતે ચાકરી કરશે. માટે તેને બોલાવા મોકલો." પેલી સ્ત્રીએ ડોસીના કહેવા પ્રમાણે કર્યું. મહાનંદ તો માંદગીની વાત જાણતાંજ દોડયો દોડયો આવ્યો. પછીથી મુનીમોને કાઢી મૂકવામાં આવ્યા અને મહાનંદ સેવા કરવા લાગ્યો. તેની સેવાથી છોકરાને આરામ થયો. મહાનંદે પોતાના પુત્રની આટલી બધી સેવા કરી છે, તેથી તેનો કંઈક બદલો વાળવો જોઇએ, એમ

વિચારી પેલી સ્ત્રીએ તેને ૧૦૦૦ રૂપીઆ આપવા માંડયા. ઘણુંએ સમજાવ્યું તોપણ મહાનંદે એ રૂપીઆ લીધા નહિ. છોકરે વિચાર કર્યો કે આ બ્રાહ્મણ રૂપીઆ લેતો નથી, તેથી બીજે કોઇ પણ પ્રકારે તેનો બદલો વાળવો જોઇએ. એવામાં આ પુત્ર ઠરેલ બુદ્ધિનો હતો અને કાયદાનું સારૂં જ્ઞાન ધરાવતો હતો, તેની કદર કરી સરકારે તેને એક ન્યાયાધીશની જગા ખાલી પડી તે ઉપર નીમ્યો. આ વખતે તેના સાંભળવામાં પણ આવ્યું હતું કે મહાનંદને 'પંચના માણસ' બનવાની મોટી આકાંક્ષા છે. હવે તો તેની પાસે કેસ આવવા લાગ્યા. તે દરેક કેસમાં મહાનંદને મધ્યસ્થ નીમવા લાગ્યો. આથી મહાનંદનું નામ લોકોમાં વધારે જાણીતું થયું.

આ વર્ષે રાજ્યમાં પંચોની ચુંટણી થવાની હતી, તેમાં મહાનંદનું નામ પણ આવ્યું હતું; પરંતુ વગને લીધે તે ચુંટાયો નહિ. તેને કેટલાક માણસોએ કહ્યું, "હાઇ હવે તું પંચમાં બેસવાની આશા છોડી દે. તારૂં નામ આવ્યું તોપણ ચુંટણી ન થઇ." મહાનંદે કહ્યું, "ભાઇઓ! મને કોઇ પૂછતું ન હતું તેને બદલે નામ તો આવ્યું. આ વખતે નામ આવ્યું તો આવતી વખતે ચુંટણી પણ થશે એવી આશા રાખવામાં મને શો વાંધો ?" બીજે વર્ષે ફરીથી ચુંટણી થઇ અને તેમાં મહાનંદ ચુંટાયા. રાજાએ લોકોને બોલાવીને પૂછયું, કે "મહાનંદ પુરૂં ભણ્યા નથી, તેમ તેમની પાસે ધન પણ નથી તો તમે એમની પંચમાં કેવી રીતે

ચુંટણી કરી ?" લોકોએ ઉત્તર આપ્યો, કે "મહારાજા ! અમારે એમની પાસે વાંચતાં લખતાં શીખવું હોય તો એ કેટલું ભણ્યા છે, તે જોવાની જરૂર પડે. તેમ અમારે એમની પાસેથી કરજે નાણું જોઈતું હોય તો એમની પાસે ધન છે કે નહિ, તેનો વિચાર કરવો પડે અમે તો પંચમાં એવા માણસો જોવા માગીએ છીએ કે જેને હૈડે પ્રજાનું હિત વસ્યું હોય. આ ગુણ મહાનંદમાં પુરેપુરો છે, તેથીજ અમે એમની ચુંટણી કરી છે." રાજા મહાનંદની પ્રશંસા સાંભળીને ઘણો ખૂશ થયો અને તેને બોલાવી ૧૦ ગામ જાગીરમાં આપ્યાં. પોતાને ઘેર ૧૦ ગામની ઉપજ આવવા લાગી છતાં આ બ્રાહ્મણ તો પહેલાંની પેઠે સાદીજ રીતે રહેતો. જાગીરમાંથી જે આવક આવતી તેમાંનો ઘણોખરો ભાગ પ્રજાના કલ્યાણને માટે વાપરતો, કારણ કે તે માનતો હતો કે પ્રજાના હિતને વાસ્તેજ મને જાગીર મળી છે. લોકોએ તેનું આવું પ્રશસ્ય વર્તન જોઇ બીજે વર્ષે તેને સરપંચ બનાવ્યો. કેવો સરસ સેવાનો બદલો મળ્યો !






## ઇર્ષ્યાંધ.




લહપુર નામના એક શહેરમાં સ્વાર્થલા નામનો વાણીઓ રહેતો હતો. તેના ગુ પણ નામ પ્રમાણેજ હતા. તેણે બજાર કાપડની દુકાન માંડી હતી. સવારના પહે રમાં સ્નાન કરીને હાથમાં માળા લઇ 'રાધાકૃષ્ણ, રાધાકૃષ્ણ' એ પ્રમાણે બોલતો બોલતો દુકા આવી બેસતો. જો કોઇ ઘરાક રસ્તે થઇને જતું દેખાતું તે મોટેથી રાધાકૃષ્ણનો જાપ જપતો. આથી ઘરાકોની દ તેના ઉપર પડતી અને જાણે તે પ્રમાણિક વેપારી હોય એ લાગતું. ઘરાકોને જતાંઆવતાં જોઇ તે કહેતો, કે "કે ભાઈ! કયાં ચાલ્યા?" જો ઘરાક જવાબ આપતું કે "કા ખરીદવા" તો તે બહુજ ખૂશ થઇ જતો અને કહેતો, "અહીં જોઇએ એટલું કાપડ છે. આ દુકાન પારકી ન સમ તમારી છે એમ માનીને જે જોઇએ એ લો. આખા બ રમાં અહીંના જેવું સસ્તુ કાપડ નહિ મળે." બિચારાં ઘરા આથી ભોળવાઇ જતાં અને તેની દુકાનેથી માલ ખરીદ

આ તો તેમને સારી પેઠે મુંડીજ લેતો. કોઇ ઘરાક બીજી દુકાનેથી કાપડ ખરીદીને જતું તો તેને પણ રાધાકૃષ્ણનો જાપ જપતાં જપતાં બોલાવતો અને પૂછતો, કે "કેમ ભાઇ! શું લઇ આવ્યા? આનું શું આપ્યું?" ઘરાક તો આપ્યું હોય તેજ કહેતું. ૫ રૂપીઆ આપ્યા હોય તો પાંચ અને ૧૦ રૂપીઆ આપ્યા હોય તો દશ. આ ભાઇ આ સાંભળીને મોં મરડતા અને તોબરો ચઢાવી બોલતા, કે "શું મારા ભાઇ! તમે પણ છેતરાયા? આ તમે પાંચ રૂપીઆ આપ્યા તે માલના હું ચાર રૂપીઆ લેત. બીજી દુકાન કરતાં અહીં તમને જરૂર ૧૦ રૂપીએ ૨ રૂપીઆનો ફાયદો પડત. હશે, અમારે શું? હું તો તમારા લાભની વાત કહું છું. માનવું કે ન માનવું એ તમારી મરજીની વાત છે." આવાં નમ્ર વચન સાંભળીને બિચારાં ભોળાં ઘરાકો તેના ફંદામાં ફસાતાં અને બીજીવાર તેની દુકાનેથી માલ ખરીદતાં. સ્વાર્થલાલ તો આવી રીતે એક મોટા ધનાઢય શેઠ થઇ ગયા. પણ

अन्यायोपार्जितं द्रव्यं दशवर्षाणि तिष्ठति ।
प्राप्ते तु षोडशे वर्षे समूलं च विनश्यति ॥

ભાવાર્થઃ—અન્યાયથી પેદા કરેલું ધન દશ વર્ષ ટકે છે, અને સોળમે વર્ષે તો તદન નાશ પામે છે, એની તેમને ખબર ન હતી.

સ્વાર્થલાલે થોડીવાર તો મઝા મારી, પણ આખ
પાપની પુંજી જોતજોતામાં ચાલી ગઇ. તેના ઘરમાં ચોર
થઇ અને રોકડ નાણું તથા સોનુંરૂપું અને બીજી જે કં
માલમતા હતી તે સર્વ ચોરાઇ ગઇ. થોડુંઘણું રહ્યું હતુ
તે પોલિસને ચોર ખોળી કાઢવાને માટે લાંચ આપવામ
ગયું. વળી આ બીના બન્યા પછી સાતમે દિવસે તેમ
હવેલી બળી ગઇ. હવેલીને ચાર માળ હતા તેમાંથી ઉપ
એ તો તદ્દન બળી ગયા. હવે તો ખાવાનાં પણ ફાંફાં માર
પડે એવી સ્થિતિ થઇ પડી. એક કોઇ બીજો શેઠીઓ હ
તેને ત્યાં ગુમાસ્તા તરીકે રહીને પોતાનું અને પોતાના કુ
બનું ગુજરાન ચલાવવાની ભાઇને ફરજ પડી. સ્વાર્થલા
રાધાકૃષ્ણના ભકત હતા એ આપણે જાણીએ છીએ. એકવ
તેની ભક્તિથી પ્રસન્ન થઇ કૃષ્ણચંદ્ર પ્રકટ થયા અને તે
પૂછવા લાગ્યા, કે "માગ, માગ, માગે તે આપું." ઉતા
ળમાંને ઉતાવળમાં તે કહેવા જતો હતો, કે "હું મા
પાડોશીઓ કરતાં બધી વાતે બમણો થાઉં" તેને બદ
"મારા પાડોશીઓ બધી વાતે મારા કરતાં બમણા થાય
એવું કહેવાઇ જવાયું. કૃષ્ણ ભગવાન્ તથાસ્તુ–તે પ્રમા
થાઓ-કહીને અંતર્ધાન થઇ ગયા. તેમણે અંતર્ધાન થ
થતાં સ્વાર્થલાલને એક ઘંટ આપ્યો હતો અને જ્યારે જય
કોઇ વસ્તુની ઈચ્છા થાય ત્યારે ત્યારે ઘંટ વગાડવાથી
પુરી પડશે એમ કહ્યું હતું. તેનાથી માગતાં ભૂલ થઇ હ

તેથી ઘંટ વગાડવાથી તેને જે મળે તેના કરતાં તેના પાડો-શીઓને બમણું મળવાનું હતું. ઘંટ લઇને જતાં જતાં રસ્તામાં તેને વિચાર આવ્યો કે "હું શું માગવાનો હતો અને શું માગી બેઠો ! હશે, જે થયું તે તો થયુંજ ! હવે શોક કરવાથી કશું વળે તેમ નથી. હું ઘંટ વગાડીશજ નહિ તો પછી પાડોશીઓને કયાંથી બમણું મળશે ? હું ગમે તો મજુરી કરીને ગુજરાન ચલાવીશ પણ પાડોશીઓને તો બમણું નહિજ મળવા દઉં." ઘેર આવીને ઘંટ એક ઓર-ડીની અંદર મૂકી તે ઓરડી બંધ કરી દીધી. પછી પોતાની સ્ત્રીને કહ્યું, કે "હું આવતી કાલે પરદેશ નોકરી સારૂ જવાનો છું. પેલી ઓરડીની અંદર ઘંટ મૂકયો છે, તેને તારે બિલકુલ અડકવુંજ નહિ." બીજે દિવસે તે નોકરી માટે પરદેશ જવા નીકળ્યો. ઘેર સ્ત્રી એકલી રહી. તે બિચારી મજુરી કરીને ગુજરાન ચલાવતી. સ્વાર્થલાલ પરદેશ ગયા પછી થોડા દિવસમાં તે માંદી પડી. તે માંદી પડી તેથી તેની ચાલુ કમાણી બંધ થઇ અને થોડાઘણા પૈસા બચ્યા હતા તે દવામાં વપરાઇ ગયા. સાજી થઇ તે દિવસે ખાવાને તેના ઘરમાં દાણા પણ ન હતા. તે દિવસે તો તેણે ઉપવાસ કર્યો. શરીરમાં પુરી શક્તિ આવી ન હતી તેથી મજુરી કરવા જવાતું ન હતું બીજે દિવસે તેને વિચાર આવ્યો કે પેલી ઓરડીમાં ઘંટ નકામો પડી રહ્યા છે, તે વેચું તો એકાદ રૂપીઓ આવે અને તેમાંથી ત્રણચાર દિવસ સુધી ગુજરાન

ચાલે. આવો વિચાર કરી તેણે ઓરડી ઉઘાડી ઘંટ ઉપાડયો. ઉપાડતાંની સાથે હાલ્યો તેથી વાગ્યો અને તેને એક રૂપીઓ મળ્યો. તેને એક રૂપીઓ મળ્યો તેથી તેના પાડોશીઓને બે રૂપીઆ મળ્યા. સ્ત્રી સમજી ગઇ કે આ ઘંટમાં એવો ગુણ છે, કે જે માગીએ તે મળે. તે તો હમેશ જોઇએ તેની ઈચ્છા કરી ઘંટ વગાડવા લાગી. તેને જે મળતું તેના કરતાં તેના પાડોશીઓને બમણું મળતું. આ પ્રમાણે પાંચ દિવસ સુધી ચાલ્યું. છઠે દિવસે તેણે પ્રાર્થના કરી કે હે ઘંટેશ્વર! આજે મને બે ગામ મળો! તેને બે ગામ મળ્યાં અને તેના પાડોશીઓને ચાર ચાર ગામ મળ્યાં. પછી બીજે દિવસે ઘંટ વગાડીને પોતાના ઘરને ઠેકાણે ચાર માળની હવેલી કરાવી. પાડોશીઓનાં ઘરને ઠેકાણે આઠ આઠ માળની હવેલીઓ થઇ ગઇ. પાડોશીઓ પોતાને અજાયબ રીતે મળતું તેથી આશ્ચર્ય પામ્યા અને શાથી મળે છે તેની શોધ કરવા લાગ્યા. આખરે માલમ પડયું કે સ્વાર્થલાલની પત્ની પાસે એક ઘંટ છે, તે વગાડવાથી તેને જેટલું મળે છે, તેના કરતાં આપણને બમણું મળે છે. પોતાને લાભ થતો હતો તેથી તેમનામાંના કોઇએ ઘંટ વિષે લાંબી પૂછપરછ કરી નહિ. તેમને શક રહેતો હતો કે આપણે ઘંટ વિષે પૂછીએ અને તેમાં કંઇ ન કહેવાય એવી ગુપ્તતા હોય તો વખતે તે બાઇ ખીજવાય અને ઘંટ વગાડવાનું મૂકી દે તો આપણને પછીથી કશું મળે નહિ; તેથી કોઈએ પૂછવાની હિંમત

ચલાવી નહિ. પછી સ્ત્રીએ પોતાનો ધણી પરદેશ રહેતો હતો તેને કાગળ લખ્યો કે "સ્વામીજી ! ઇશ્વર કૃપાથી આપણા ઘરમાં લીલા લહેર થઇ ગઇ છે, માટે આપ જલદી ઘેર આવો." કાગળ વાંચતાંની સાથે સ્વાર્થલાલ સમજી ગયો કે એણે નક્કી ઘંટ વગાડયો હશે, નહિ તો લીલા લહેર થાય નહિ. તે મનમાં ને મનમાં બળવા લાગ્યો કે મારા પાડોશીઓને મારા કરતાં બમણું મળ્યું હશે ! આખરે તેણે નિશ્ચય કર્યો કે મને કેટલું મળ્યું છે અને મારા પાડોશીઓને કેટલું મળ્યું છે, તે તો મારે જોવુંજ. પછી તે કલહપુરમાં આવ્યો. તેણે પોતાના ઘરને સ્થાને ચાર માળની હવેલી જોઇ અને પોતાના પાડોશીઓનાં ઘરને સ્થાને આઠ આઠ માળની હવેલીઓ જોઇ. આ જોતાંજ તે અદેખાઇથી ભરાઇ ગયો અને પત્થર સાથે માથું અફાળીને બોલ્યો કે "હાય ! હાય ! મારા જોતાંજ મારા પાડોશીઓનું બમણું થઇ ગયું !" પછી તેણે સ્ત્રીને ખુબ ધમકાવી અને ઘંટ વગાડવાનું કારણ પૂછયું. સ્ત્રીએ સત્ય હકીકત જાહેર કરી દીધી પછી તેણે વિચાર કર્યો, કે "મારી સ્ત્રીની મૂર્ખતાને લીધે પાડોશીઓનું બમણું થઇ ગયું, પણ હવે હું એમનું બમણું કાઢી નાખું છું." વિચારતાં વિચારતાં તેને એક યુકિત સૂઝી આવી. પછી તે ઘંટ લઇને બેઠો અને કહેવા લાગ્યો કે "હે ઘંટેશ્વર મહારાજ ! મારી એક આંખ ફૂટી જાય !" કહેતાંની સાથેજ તેની એક આંખ ફૂટી ગઇ અને

તેના પાડોશીઓની બંને ફૂટી ગઇ તેથી તે બધા આંધળા બન્યા. પછી કહ્યું કે "હે ઘંટેશ્વર! હું એક પગે લંગડો થાઉં." તે એક પગે લંગડો થયો અને તેના પાડોશીઓ બંને પગે લંગડા થયા. આ પ્રમાણે પોતે એક કાને બહેરો થયો અને પાડોશીઓને બંને કાને બહેરા કરાવ્યા ફરીથી ઘંટ વગાડીને પોતાના બારણામાં એક કુવો કરાવ્યો તેથી પાડોશીઓના બારણા આગળ બબ્બે કુવા થઇ ગયા. પછી સ્વાર્થલાલ પોતાનું કાળજું ઠંડુ કરવા બનાવટી આંખ અને બનાવટી પગ બેસારાવી પાડોશીઓની દશા જોવા લાગ્યો. તે બિચારા આંધળા, બહેરા, અને લંગડા થઇ ગયા હતા. કંઇ કામ હોય તો ઘસડતા ઘસડતા બારણેથી નીકળતા કે તરતજ ધબ લઇને કુવામાં પડતા! આ જોઇને સ્વાર્થલાલની છાતી થંડી થઇ! ખરે! ઇર્ષ્યાંધ મનુષ્ય પોતાનું અહિત થતું હોય તો તે થવા દઇને પણ બીજાનું અહિત કર્યા વગર રહેતો નથી. બીજાનું અહિત કર્યા સિવાય તેને ઉંઘજ નથી આવતી. 'આપણને નહિ તો આપણા પાડોશીને પણ હોજો, એ કહેવત તો તેની સ્મૃતિમાંએ નથી હોતી.

ભર્તૃહરિએ એક શ્લોકમાં મનુષ્યના ચાર પ્રકાર ગણાવ્યા છે, તેમાં સ્વાર્થ લાલ છેલ્લા પ્રકારનો હતો. તે શ્લોક નીચે પ્રમાણે છે.

एते सत्पुरुषाः परार्थघटकाः स्वार्थं परित्यज्य ये ।
सामान्यास्तु परार्थमुद्यमभृता स्वार्थाविरोधेन ये ॥

**तेऽमी मानवराक्षसाः परहितं स्वार्थाय निघ्नन्ति ये ।**
**ये तु घ्नन्ति निरर्थकं परहितं ते के न जानीमहे ॥**

ભાવાર્થ:—જે પોતાના સ્વાર્થનો પણ ત્યાગ કરીને બીજાનું હિત કરે, તે સત્પુરૂષ કહેવાય, પોતાનો સ્વાર્થ બગડતો ન હોય ત્યારે બીજાનું ભલું કરનાર સામાન્ય મનુષ્ય કહેવાય અને પોતાના સ્વાર્થને માટે બીજાનું અહિત કરે તે માનવરાક્ષસ કહેવાય પરંતુ પોતાના સ્વાર્થને લગાર પણ હાનિ ન પહોંચતી છતાં બીજાનું ભુંડુંજ કર્યા કરે તેને શું કહેવું તે મને સુઝતું નથી.

ભર્તૃહરિ મહારાજને ચોથા પ્રકારના મનુષ્યને માટે શબ્દજ ન જડયો ! કયાંથી જડે ? અધમમાં અધમ શબ્દ "માનવરાક્ષસ" તે ત્રીજા પ્રકારના મનુષ્યને અપાઇ ચૂકયો એટલે ચોથા પ્રકારના મનુષ્યને માટે એથી વધારે નીચ શબ્દ રહ્યો નહિ. ભલે, તેને માટે શબ્દ ન જડયો ! પણ તેવા માણસનું ઇર્ષ્યા એ ખાસ લક્ષણ છે એમ કહીએ તો ચાલે.

——o——

## રત્ન ૯૨ મું.

### આંધળાઓની લડાઇ.



ક વખતે એક માણસે કેટલાક આંધળા માણસોને જમવા આવવાનું આમંત્રણ આપ્યું. તેણે સો આંધળાઓને આમં-ત્રણ આપ્યું હતું. પરંતુ રસોઇ ફક્ત એકજ જણને પુરી પડે એટલીજ કરાવી હતી. વખત થયો એટલે આંધળાઓ જમવા આવી ગયા અને હારબંધ બેસી ગયા. પછી બધાને પગ ધોવાને માટે પાણી આપવામાં આવ્યું. સઘળા પગ ધોઇ રહ્યા એટલે નિમંત્રણ આપનાર બોલ્યો, કે " ભાઇઓ ! પહેલાં પુરી, પછી શાક, અને પછી દૂધપાક અને એકેક વસ્તુ પીરસતાં હું હેરાન થાઉં અને વાર લાગે તે જુદી. માટે જો તમારી બધાની ઇચ્છા હોય તો હું બધુંજ સામટું પીરસી દઉં. હું દરેક જણના આગળ એકેક ભાણું મૂકું છું, તે હાથ ફેરવીને જોઇ લેજો. પછીથી જ્યારે બધાંને પીરસાઇ રહેશે એટલે હું ચાલુ કરવાનું કહું ત્યારે ચાલુ

કરજો. એક વાર હાથ અડકાડીને જોઈ લીધા પછી ફરીથી ચાલુ ન થાય ત્યાંસુધી હાથ અડકાડશો નહિ; કારણ કે વારંવાર એમ કરવા જાઓ તો દૂધપાક ઢળી જાય અને પુરીઓ વખતે ભાણાની બહાર જાય તો બગડે." સર્વેએ હા પાડી એટલે ઘરધણી બધી પુરીઓ, બધું શાક, અને બધા દૂધપાકનું એક ભાણું કરીને લાવ્યો; અને હારમાંના પહેલા આંધળા પાસે મૂકીને કહ્યું, કે "ભાઈ, બધું આવી ગયું છે કે નહિ તે જોઇ લો. એક વાર જોઇ લીધા પછી ફરીથી અડકશો નહિ" આંધળાએ હાથ ફેરવીને જોઇ લીધું અને કહ્યું, કે "બધું આવી ગયું છે. ઈશ્વર તમારા ભંડાર ભર્યા રાખે" પછી તેણે હાથ ઉપાડી લીધો અને શાન્ત રીતે બેસી રહ્યો. પીરસનારે તેની પાસે મૂકેલું ભાણું ઉપાડયું અને બીજાની પાસે મૂકી તેને પણ સમજાવ્યો. બીજા આંધળાએ પણ કહ્યું, કે "ભાઇ, બધું આવી ગયું છે. ઇશ્વર તમારૂં કલ્યાણ કરો" આ પ્રમાણે સોએ આંધળાને પીરસ્યું. છેલ્લા આંધળાને પીરસી તેની પાસે પણ બધું આવી ગયું છે, એમ કહેવરાની તેણે હાથ ઉપાડી લીધો એટલે ભાણું લઇને પીરસનારે ઘરમાં મૂકયું. પછી ચાલતું કરવાની રજા આપી એટલે આંધળાઓ ભાણામાં હાથ મૂકવા ગયા પણ તેમને તો ભાણાને બદલે ભોંય માલમ પડી. દરેક જણ એમ સમજયો કે મારૂ ભાણું મારી પાસેનાએ ઉપાડી લીધું છે, તેથી તે બધા માંહોમાંહે લડવા લાગ્યા. તકરાર

વધી પડી અને મારામારી પણ થઇ તે ઓ એક બીજાને કહેવા લાગ્યા. કે "હમણાંજ ઘરધણી પીરસી ગયો છે, તો ભાણું ક્યાં જાય? તુંજ નકકી ઉપાડી ગયો છે. એકદમ મારૂં ભાણું મૂકી દે નહિ તો જોવા જેવું થશે!" પછી આમંત્રણ આપનારે બધાને કહ્યું. કે "ભાઇઓ! મેં તો મારી ફરજ બજાવી. તમે મારે ઘેર આવીને આવું અસભ્ય વર્તન કરો તે સારૂં ન કહેવાય. પોતપોતાના ભાણામાંથી જમ્યા હોત તો આટલી તકરાર ન થાત. હવે બધા શાન્ત થઇને ઘેર જાઓ એજ રસ્તો છે, કારણ કે મેં તો હતું તેટલું બધુંએ પીરસી દીધું છે. હવે સિલકમાં પુરી, શાક, કે દૂધપાક એમાનું કશું રહ્યું નથી." બિચારા આંધળાઓ નિરાશ થઇને ઘેર ચાલ્યા ગયા.

પ્રિય પાઠકગણ! આવીજ રીતે સ્વાર્થી લોક અકકલના આંધળાઓને પરસ્પર લડાવી મારે છે, તો પણ તેમને ખબર નથી પડતી.






## શરીરયંત્રના અવયવોનો સંપ.




કોઇ પણ ઠેકાણેથી સંપનો અદ્દભુત દાખલો મળતો હોય તો તે આપણા શરીરમાંથીજ મળે છે. એના જેવો દાખલો બીજે કોઇ પણ ઠેકાણેથી મળશે. નહિ. શરીરના અવયવોનો સંપ ન્યારોજ છે. કોઇપણ જાતિ તેમના જેવો સંપ રાખે તો તેની ઘણી સારી ઉન્નતિ થાય.

ધારો કે આપણે ખેતરમાં ફરવા ગયા છીએ, ત્યાં આંબા નીચે એક સરસ સાખ પડી હતી તે જોઇ. સાખ કોણે જોઇ ? આંખોએ, આંખોએ સાખ જોઇ છે, છતાં તે એમ નહિ ધારે કે તેના ઉપર ફકત અમારોજ હક છે! અને કદાચ ધારો કે તે એમ ધારે તો પણ તેમનાથી ખવાય એમ તો છેજ નહિ. અરે! ખાવાની વાત તો દૂર રહી, પણ તેમનાથી સાખની પાસે ચાલીને જવાય એમ પણ નથી.

કારણ કે તેમનામાં તો માત્ર જોવાનીજ શકિત છે અને ચાલવાની શકિત તો પગમાં છે. પછી પગ સાખની પાસે જશે પરંતુ તેમનાથી પણ સાખ લેવાશે નહિ અને ખવાશે પણ નહિ. હાથની મદદની તેમને ખાસ જરૂર છે. કદાચ જો પગ હાથની મદદવિના કેરી પકડવાનો પ્રયત્ન કરશે તો તેમને ઘણીજ અડચણ નડશે, તેથી છેવટે કંટાળીને હાથને પકડવાનું કામ સોંપશે. હાથને કેરી મળી તેથી તે ફુલાઇ જાય અને એમ ધારે કે હુંજ ખાઇ જાઉં, તોપણ તેમનાથી કશું વળે તેમ નથી, કારણ કે ખાવાની શકિત તો ફકત મોંમાંજ છે. પછી ધારો કે કેરીને છોલીને ચીરીઓ કરી અને એકેક મોંમાં મૂકવા માંડી. હવે જો મોં એમ ધારે કે બસ બધી ચીરીઓ હું મારી પાસેજ રાખું તો તેની શી દશા થાય? તે જો બધી ચીરીઓ પોતાની પાસેજ રાખવા જાય તો બોલતુંજ બંધ થઇ જાય. પછી તે દાંતની મદદ લઇ ચાવશે અને પેટમાં ઉતારી દેશે. હવે જો પેટ એમ ધારે કે આખરે તો બધું મારી પાસેજ આવ્યું છે, તો હું બીજાને શું કરવા આપું તો તેના કેવા હાલ થાય? તે બિચારૂં ફૂલેલું રહે અને તેને જરા પણ ચેન પડે નહિ. તેનું કામ તો લોહી બનાવી આખા શરીરમાં ફેરવવાનું છે. બધાં અવયવોએ સંપ કરીને કેરી ખાધી તેથી બધાંને તેનો લાભ મળશે. તેનું લોહી થશે તે આંખોમાં, પગમાં, હાથમાં મોંમાં, વગેરે બધે ઠેકાણે જશે.

જો આંખો સ્વાર્થી બની સાખ ખાવા જાત તો ફૂટી
, જો પગ ખાવા જાત તો તેમને ઘણુંજ દુઃખ વેઠવું
। અને હજાર યુગ વહી જાત પણ તેમનાથી કેરી ખવાત
. હાથ સ્વાર્થી બની તેનો સ્વાદ લેવાને ગમે તે યુકિત
'માવત તોપણ છેવટે તેને નિષ્ફળતાજ મળત, મોં સ્વાર્થી
. તેને પોતાની પાસેજ રાખવાનું કરત તો તેને સૂક
ું પડત, અને પેટ પણ સ્વાર્થી બની પોતાની પાસેજ
. સંગ્રહ કરી રાખત તો તેને ઇજા વેઠવી પડત, પરંતુ
ં અંગોએ પોતપોતાનો સ્વાર્થ છોડી દીધો તેથી ખાધેલી
નો રસ થઇ ગયો અને પછી:—

रसाद्रक्तं ततो मांसं मांसान्मेदः प्रजायते ।
मेदसोऽस्थि ततो मज्जा ततः शुक्रस्य संभवः ॥

ભાવાર્થ:—રસમાંથી લોહી બન્યું અને તેમાંથી માંસ
। મેદ પેદા થયો. મેદમાંથી હાડકાં બન્યાં અને પછી
યુ થઇ છેવટે વીર્ય ઉદ્‌ભવ પામ્યું.

આથી કરીને સર્વ અંગોને પોષણ મળ્યું અને શરી-
ત્રનું કામ નિયમિત પણે ચાલ્યું. જાતિની બધી વ્યકિત·
જો પોતપોતાના સ્વાર્થમાંજ મચી રહે તો તેનો થોડા
તમાં નાશ થાય એમાં જરા પણ સંશય નથી. જાતિની
; વ્યકિત બીજી વ્યકિત સાથે સંપીને રહે અને તેને
ɪ કરે તો તેની બહુજ સારી ઉન્નતિ થાય છે. વળી આ

ઉપરથી બીજી શિખામણ એ પણ લેવાની છે, કે હરેક માણસે પોતપોતાની શકિતને યોગ્ય હોય એવાંજ કામ કરવામાં તત્પરતા બતાવવી જોઈએ. શકિત ન હોય અને કામ કરવા જઈએ તો દુઃખ વેઠવું પડે અને પાછળથી પસ્તાવો પણ થાય.

—o—



## રત્ન ૯૪ મું.



### પોપટની બોલી.



એક સદ્ગૃહસ્થે એક પોપટ પાળ્યો હતો. પોપટ હમેશાં સવારના પહોરમાં મધુર બોલી બોલતો હતો. એક દિવસે કેટલાક મુસલમાન પેલા સદ્ગૃહસ્થના ઘર પાસે થઇને જતા હતા ત્યારે પોપટ બોલી રહ્યો હતો. તેઓ માંહોમાંહે કહેવા લાગ્યા, કે "વાહ! આ પોપટ કેવું મઝાનું બોલે છે! "સોભાન! તારી કુદરત!" એમ તે

બોલી રહ્યો છે." થોડી વાર પછી કેટલાક હિંદુઓ તે રસ્તે થઈને જતા હતા તે કહેવા લાગ્યા, કે "અહો! આ પોપટ તો બહુ સારૂં બોલે છે. તે કહે છે, કે 'સીતારામ ને દશ-રથ.' તેની બોલી કેવી મીઠી લાગે છે!" એટલામાં તેમાં એક ફળ વેચનારો હતો તે બોલી ઉઠયો, કે "ના ભાઈ, તમે બધા ભૂલ કરો છો પોપટ તો કહે છે, કે 'સીતાફળ ને કમરખ.' તમે તેની બોલી બરાબર સમજી શકતા નથી." પછી તેમાં એક કસરતબાજ પહેલવાન હતો તે બોલી ઉઠયો, કે "વાહ! વાહ! તમને કોઈને ખબરજ ન પડી. 'દંડમ-ગદળની કસરત' એ પ્રમાણે પોપટ કહે છે તે તમે સમજી શકતા નથી." આ પ્રમાણે પોપટની બોલી એક હોવા છતાં તેનો જુદો જુદો અર્થ કરી લોકો ચાલતા થયા. પોપટને તો "સીતારામ ને દશરથ" એ પ્રમાણે બોલતાં શીખવ્યું હતું, તે પ્રમાણે તે તો બોલતો હતો પણ લોકોએ પોત-પોતાની બુદ્ધિ અને સંયોગ પ્રમાણે તેના જુદા જુદા અર્થ કર્યા. આપણાં શાસ્ત્રોની પણ આ દશા થઈ છે. પોતપોતાની માન્યતા પ્રમાણે જુદા જુદા માણસોએ તેમાંથી જુદો જુદો અર્થ કાઢવા પ્રયત્ન કર્યો છે. હાલમાં સ્વામી દયાનંદ સર-સ્વતીએ પોતાની જુની માન્યતાને બાજુએ મૂકીને કેવળ નિઃસ્વાર્થ વૃત્તિથી અંતઃકરણને સત્ય લાગે અને બુદ્ધિ કબુલે એવા સ્પષ્ટ અને સત્ય અર્થ પ્રકાશમાં આણ્યા છે, તેથી આપણો ઉદયકાળ પાસે હોય એમ લાગે છે



## રત્ન ૮૫ મું.



### શબ્દાર્થ.



એક વાર એક વ્યાસજી હતા તે કથા વાંચતા હતા. કથામાં શ્રોતા પણ ઘણા હાજર હતા. તેમાં એક શેઠ હતા તેમને બીડી પીવાની ટેવ હતી. કથા થોડી વાર ચાલી ત્યારપછી તેમાં એવું આવ્યું કે 'मुखादग्निरजायत।' બ્રાહ્મણના મુખમાંથી અગ્નિ એટલે જ્ઞાનનો પ્રકાશ ઉત્પન્ન થયો. પેલા શેઠ તો શબ્દાર્થને ઝાલી પડયા અને એમ સમજ્યા કે "બ્રાહ્મણના મુખમાંથી અગ્નિ એટલે આગ અથવા દેવતા પેદા થાય છે." થોડા દિવસ પછી તે બીજે ગામ જવાને માટે નીકળ્યા. બીડી પીવાની ટેવ હતી તેથી પચીસેક બીડીઓ ગજવામાં નાખી લીધી, પણ દીવાસળીની પેટી લીધી નહિ કારણ કે તેમણે થોડા દિવસ ઉપરજ સાંભળ્યું હતું કે "બ્રાહ્મણના મુખમાંથી અગ્નિ પેદા થાય

છે," એટલે રસ્તામાં કોઇ બ્રાહ્મણ મળશે તેના મોંમાં પાતળી દોરડી ધરી સળગાવી તેના વડે બીડી ચેતાવી પી લેવાનો વિચાર રાખ્યો હતો. રસ્તે ચાલ્યા ચાલ્યા શેઠ જતા હતા એટલામાં તેમને એક માણસ મળ્યો તેને પૂછયું, કે "ભાઇ, તમે કોણ છો?" ઉત્તર મળ્યો, કે "બ્રાહ્મણ." બ્રાહ્મણ શબ્દ સાંભળતાંની સાથેજ શેઠને શાન્તિવળી. પાસે એક વડનું ઘટાદાર વૃક્ષ હતું તેની નીચે તે આરામ લેવા બેઠો. પેલો બ્રાહ્મણ પણ બેઠો. બ્રાહ્મણ થાકેલો હતો તેથી થોડી વાર પછી સુઇ ગયો અને ઠંડો પવન વાતો હતો તેથી જોતજોતામાં ઉંઘી ગયો. પછી શેઠ પોતાની પાસે સુખડી હતી તે ખાવા બેઠા. ખાઇ રહ્યા પછી પાસે કુવો હતો. તેમાંથી દોરીલોટા વડે પાણી કાઢીને પી લીધું. પછી ગજવામાંથી એક બીડી કાઢી અને સળગાવાનો વિચાર કર્યો. પોતાની પાસે દોરડીનો એક કકડો હતો તે લઇને શેઠે બ્રાહ્મણના મોંઢા પાસે ધર્યો ઘણી વાર સુધી ધરી રાખ્યો પણ તે સળગ્યો નહિ. આખરે શેઠે વિચાર કર્યો કે "મેં દોરડી બહાર ધરી છે, તેથી સળગતી નહિ હોય. અંદર લઇ જઇશ તો ઝટ સળગશે." એમ ધારી તેણે બ્રાહ્મણના મોંમાં દોરડી ઘુસાડવા માંડી બ્રાહ્મણ જાગી ઉઠયો અને બોલ્યો, "શેઠજી! આ શું કરો છો? કંઇ વિચાર છે કે નહિ?" શેઠે કહ્યું, કે "મેં કથામાં સાંભળ્યું હતું કે 'બ્રાહ્મણના મુખમાંથી અગ્નિ પેદા થાય છે.' મારે બીડી

પીવી હતી તેથી તમારા મોંમાં દોરડી ઘાલી સળગાવતો હતો
બ્રાહ્મણ સમજ્યો કે શેઠે મારી પાકી મશ્કરી કરી તેથ
તેણે પોતાની પાસે એક સોટી હતી તેના ચારપાંચ ફટ
શેઠને લગાવી દીધા. બિચારા શેઠ ત્યાંથી બૂમો પાડતા પાડ
ચાલતા થયા

ઘણા માણસો વ્યાખ્યાન, ઉપદેશ, કે કથાના શબ્દાર્થ
વળગી રહે છે, પણ ભાવાર્થ તરફ લક્ષ આપતા નથી; તો
ઘણીવાર માઠાં પરિણામ આવે છે. ઇશ્વરે આપણને ભાવા
સમજવાને બુદ્ધિ આપી છે. તેનો ઉપયોગ કરવો જોઇ
વળી કેટલાક શ્રોતાઓ તો આથી પણ વધારે વિચિત્ર
કરે છે! તેઓ ઉંઘનાં ઝોકાંમાં કંઇનું કંઇ સમજે છે. એ
વાર એક વ્યાસજી રામાયણની કથા કરતા હતા. કથા પુ
થઇ એટલે એક શ્રોતાએ પૂછયું, કે "મહારાજ! સીતા
હરણ થઈ ગયું હતું, તે પાછી સીતા થઈ કે હરણ
હરણજ રહ્યું?" બીજા એક શ્રોતાએ પૂછયું, કે "મહારા
મને સીતા કોણ હતી તેની કશી સમજ ન પડી તે
રામની બેન હતી કે ભાભી હતી? રામની એ શી સ
થાય?" કથા, વ્યાખ્યાન, કે ઉપદેશ ચિત્તને સ્થિર કરી
સાંભળવો અને તેના ભાવાર્થ તરફ ખાસ લક્ષ આપ
જોઇએ.






—:૦:—

## સાહસ ન કરવું.




ક રાજાએ પોતાના શોખને માટે બાજ નામનું એક પક્ષી પાળ્યું હતું. તેણે તેને સારી રીતે કેળવ્યું હતું અને તે એટલું બધું હળી ગયું હતું, કે રોજ રાજાના હાથ પરજ બેસી રહેતું. એક દિવસ રાજા પોતાના વજીર તથા સરદારો સાથે શિકાર રમવા ગયો. બાજ પણ રાજાના હાથ ઉપર બેસી સાથે સાથે ગયો હતો. શિકાર કરતાં કરતાં રાજા અને મંત્રી બીજા સરદારોથી વિખુટા પડી ગયા. પક્ષી તો રાજાની સાથેજ હતું. રાજાને તરસ લાગી હતી તેથી તેણે વજીરને કહ્યું, કે "મંત્રીજી! ગળું સુકાઇ જાય છે, માટે કોઈ ઠેકાણેથી પાણી લાવો તો સારૂં". પછી વજીર પાણીની શોધમાં નીકળ્યો. જતાં જતાં ડુંગરના એક મોટા પત્થરની બાજુમાંથી નિર્મળ જળ

ટપકતું હતું તે તેના જોવામાં આવ્યું. તરતજ તેણે
પાણીથી પ્યાલો ભરી લીધો અને હર્ષમાં ને હર્ષમાં દોડ
આવીને રાજાની પાસે ધર્યો. રાજા પીવા જાય છે, એટલામ
બાજે પોતાની પાંખ ફફડાવી પ્યાલો પાડી નાખ્યો તેથ
પાણી ઢોળાઇ ગયું. રાજા જરા ગુસ્સે તો ભરાયો પણ તે
બાજ બહુ વહાલો હતો તેથી કંઈ બોલ્યો નહિ. પ્રધા
ફરીથી બીજો પ્યાલો ભરી લાવ્યો અને રાજાને આપ્યો
આ વખતે પણ બાજે પાણી ઢોળી નાખ્યું. એવીજ રીત
મંત્રીજી ત્રીજી વાર પાણી લાવ્યા તે પણ રાજાના વહાલ
પક્ષીએ ઢોળી નંખાવ્યું. હવે તો રાજા ખૂબ ખીજ્યો અ
બાજને મારવા લાગ્યો. વજીર ચતુર હતો તે સમજી ગયો
બાજ આમ કરે છે, તેનું કંઇક ખાસ કારણ હોવું જોઇએ. તે
રાજાને કહ્યું, કે "મહારાજ! એનો વાંક નહિ હોય. તે
ત્રણ વાર પ્યાલો પડાવી નંખાવ્યો તેનું ખાસ કારણ હોવુ
જોઇએ, નહિ તો એ એમ કરે નહિ." પછી વજીર પાછે
જ્યાં પાણી ટપકતું હતું ત્યાં ગયો અને પત્થરની પાછળ
જોયું તો એક મોટા અજગરની લાળ સાથે પાણી મળીને
ટપકતું હતું. તે તેના જોવામાં આવ્યું તે ઉતાવળો ઉતાવળે
દોડીને રાજાની પાસે આવ્યો અને તેને સર્વ હકીકતથી વાકેફ
કર્યો. હવે તો રાજા સમજ્યો કે બાજે મારો જીવ બચાવ્યે
તેથી તે તેને પહેલાના કરતાં વધારે વહાલો લાગ્યો અને
તેને પ્રેમથી ચુંબન કરવા લાગ્યો. આ ઉપરથી એમ લાગે

છે, કે બાજની ઘ્રાણેન્દ્રિય અતિતીવ્ર હોવી જોઇએ. ઘ્રાણેન્દ્રિયની તીવ્રતા વડેજ તેણે અજગરની લાળ પારખી કાઢી હોય એમ લાગે છે.

આ વાર્તામાં રાજાએ સાહસ ન કર્યું તેથી તેને કેટલો લાભ થયો, તે આપણે જોયું. એકદમ વગર વિચારે કશું કામ કરવું નહિ. જ્યારે એકની એક વાત ચાર પાંચ વાર બને ત્યારે બહુધા તેમાં કંઇક ગુપ્ત હેતુ રહેલો હોય છે, માટે તેની શોધ કરીને આગળ જે કરવું હોય તે કરવું.

—:o:—






## શ્રાદ્ધ.




ક દિવસ એક વિધવા હતી તેણે પોતાના પતિનું શ્રાદ્ધ કરવાનો વિચાર કર્યો. તે એક સાધારણ સ્ત્રી જેવી સ્ત્રીજ હતી, તેથી તે લોકરૂઢિને અનુસરે એમાં કંઇ નવાઇ નથી પતિનું શ્રાદ્ધ કરવું એટલે સરાવીને યથાશક્તિ

બ્રાહ્મણોને જમાડવા એવું તે સમજતી હતી. પછી તેણે પોતાના ગોરને બોલાવીને કહ્યું, કે "મહારાજ! આજે મારે મારા ધણીનું શ્રાદ્ધ કરવું છે, માટે સરાવા આવજો અને હું તમને પાકું સીધું આપું તેને મારે ત્યાંજ તૈયાર કરી જમી લેજો." ગોર મહારાજ તો વાટ જોઇનેજ બેઠા હતા એટલે તેમણે તરતજ હા પાડી. વખત થયો એટલે તે પેલી વિધવા બાઇને ત્યાં ગયા અને સરાવા બેઠા. ગમે તેમ આડુંઅવળું સમજાવી ગોર મહારાજે શ્રાદ્ધમાં આઠ આનાના પૈસા મૂકાવ્યા. સરાવી રહ્યા એટલે તે શ્રાદ્ધમાં મૂકેલી બધી વસ્તુઓ એમની એમ મૂકીને ભોજન તૈયાર કરવા બેસી ગયા. ભોજન તૈયાર થયું એટલે પોતે જમી લીધું અને બાકીનું વધેલું બાઇને સોંપી દીધું. પછી તેમણે કહ્યું, કે "ફલાણી બાઇ! આજે રસોઇ બહુજ સરસ થઇ છે, તેથી તમારા સ્વામી બહુજ તૃપ્ત થયા હશે." પછી તે જવાને તૈયાર થયા એટલે પેલી બાઈ બોલી, "મહારાજ! હજી તો અધુરૂં રહ્યું છે. મારા ધણીને જમ્યા પછી તરતજ અફીણ ખાવાની ટેવ હતી, અને અફીણ ન મળે તો તે ગભરાઇ જતા." અત્યારે તે ગભરાતા હશે, માટે આપ જલદી હું અફીણ આપું તે ખાઇ લો પછી તે દાબડી ઉઘાડીને અફીણ આપવા લાગી. આ જોઇને ગોર મહારાજ તો મોં બગાડીને બોલ્યા, કે "વળી અફીણ બફીણ તે ત્યાં પહોંચતું હશે! ત્યાં તો સારૂં સારૂં મિષ્ટાન્નજ પહોંચે". બાઇએ

કહ્યું, "મિષ્ટાન્ન પહોંચે તો અફીણ કેમ ન પહોંચે? અને જો અફીણ ન પહોંચે તો મિષ્ટાન્ન પણ ન પહોંચે, માટે મેં તમને જમાડયા તે બધું પણ મારૂં નકામું ગયું. પછી તેણે શ્રાદ્ધમાં મુકેલી બધી વસ્તુઓ આઠ આનાના પૈસા એમની એમ પડી હતી તે ઉપાડી લીધી. બધી લઇ લીધેલી વસ્તુઓ તે ઘરમાં મૂકી બહાર આવી અને બોલી, "મહારાજ! અફીણ ખાધા વિના કશું મળશે નહિ. પેલા આઠ આનાના પૈસામાંથી પણ એક દમડીએ નહિ મળે." પછી મહારાજ તો રિસાઇને ચાલ્યા ગયા. તેમના ગયા પછી પેલી બાઇ વિચારવા લાગી, કે "આ ગોરો અહીં ખાય તેથી શું બાપદાદાઓને પહોંચતું હશે? અને ધારો કે કદાચ પહોંચે તો તે ભૂખ્યા રહે, કારણકે તેમનું પેટ ખાલી થઇ જાય. વળી શું તેઓ એક દિવસ ખાય તેથી બારે માસ તેમને ચાલતું હશે? એક દિવસ ખાય અને બાર માસ ચાલે એ તો મનાયજ કેમ? શું ત્યારે પૂર્વજો ભૂખ્યા રહેતા હશે? મને તો આમાં કંઇ સમજણ પડતી નથી. હવે તો મને આ બધું ગપ જેવું ભાસે છે. વળી મારા પતિનું શરીર તો બળીને ભસ્મ થઇ ગયું છે, તો તે કયા મોંથી જમવાના હતા? કોણ જાણે હવે કઈ યોનિમાં હશે? હું તો હવે તેમના નામનું સ્મરણ કરીશ અને તેમના સારા સારા ગુણ યાદ લાવી આચરણમાં ઉતારીશ અને એનેજ શ્રાદ્ધ માનીશ." ત્યાર પછી તેણે શ્રાદ્ધ કરવાનું મૂકી દીધું અને પવિત્ર જીવન ગાળવા લાગી.

શ્રાદ્ધનો અર્થ હાલમાં તદ્દન ઉલટો થઇ ગયો છે. મા બાપ જીવતાં પુત્ર તેમની શ્રદ્ધાથી સેવા કરે તેજ તેનું શ્રાદ્ધ કહેવાય. સ્ત્રી પતિ જીવતા હોય ત્યારે તેમની શ્રદ્ધાથી એટલે ખરા ભાવથી સેવા કરે તેજ તેનું શ્રાદ્ધ કહેવાય. હવે કેટલાક આ અર્થ ફરીથી સમજવા લાગ્યા છે. એ આપણા સૌભાગ્યની વાત છે.

---:o:---

## રત્ન ૯૮ મું.

---o---

### દાનત એવી બરકત.

એક માળી હતો તેણે એક બહુજ સરસ બગીચો બનાવ્યો હતો. તેમાં જુદી જુદી જાતના મેવાનાં વૃક્ષ અને વેલા હતા. એક દિવસ રાજા ફરતો ફરતો ત્યાં આવી ચઢયો. તેને બહુજ તરસ લાગી હતી. રાજાને માળી ઓળખતો ન હતો પણ તેના પોશાક ઉપરથી તેણે ધાર્યું કે આ કોઇ મોટો માણસ છે. પછી તે રાજાની પાસે આવ્યો

અને કહેવા લાગ્યો કે, "પધારો, પધારો, આ બગીચો આપનોજ છે. પાણી લાવું?" રાજાએ હા પાડી એટલે માળી પાણી લેવા ગયો. જતાં જતાં તેને વિચાર આવ્યો કે આ કોઇ મોટો માણસ દેખાય છે, તેથી તેને દાડમનો રસ આપું તો સારૂં. તેણે એક પ્યાલો લીધો અને એકજ દાડમ નિચોવ્યું એટલામાં તો પ્યાલો છલાછલ ભરાઇ ગયો. પછી તે ભરેલો પ્યાલો લઇને રાજાની પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે "આપ કોઇ પુણ્યશાલી આત્મા છો. તમારા પ્રતાપથી એકજ દાડમના રસથી આ પ્યાલો ભરાઇ ગયો છે. આપ એને પીને સંતુષ્ટ થાઓ." રાજાએ પ્યાલો હાથમાં લીધો અને હર્ષપૂર્વક જોતાજોતામાં આખો પ્યાલો પી ગયો. પણ હજી તેની તરસ છીપી ન હતી. તેણે કહ્યું કે "ભાઈ, હજી એક પ્યાલો લાવો તો મોટો ઉપકાર થાય." માળી બીજો પ્યાલો ભરવા ગયો અને આ બાજુથી રાજાની બુદ્ધિ બગડી. તેણે ધાર્યું કે આ માળીને બહુજ ઉપજ હોવી જોઇએ માટે તેની ઉપરનો કર વધારવો જોઇએ. જોયું, રાજાની દાનત બગડી એટલે દાડમમાંનો રસ પણ ચોરાયો. માળીએ દસબાર દાડમ નિચોવી નાખ્યાં પણ પ્યાલો અર્ધોએ ન ભરાયો. છેવટે બિચારો થાકીને રાજાની પાસે આવ્યો અને સર્વ હકીકત કહેવા લાગ્યો. રાજાએ તેનું કારણ પૂછ્યું. માળીએ ઉત્તરમાં કહ્યું, કે "પહેલાં અમારા રાજા સાહેબની અમારા માળી

લોકો ઉપર સારી કૃપા હતી ; પણ હમણાં સારાં સારાં ફૂળ જોઇને તેમની દ્રષ્ટિ બગડી હોય એમ લાગે છે, નહિ તો કોઇ દિવસ આમ થાયજ નહિ." રાજા આ ઉત્તર સાંભળીને શરમાઇ ગયો અને પસ્તાવા લાગ્યો. પછી તેણે પોતે કોણ હતો તે કહ્યું અને થોડા વખત માટે પણ ખરાબ વિચાર કરવાથી માળીને ઘણું નુકસાન થયું તેનો મનમાંને મનમાં શોક કરવા લાગ્યો. પાછો રાજા હતો તેવોજ થઇ ગયો, અને તેણે માળીને એકવાર દાડમના રસનો પ્યાલો ભરી લાવવા કહ્યું. માળી જોતાજોતામાં એક દાડમ નિચોવીને પ્યાલો ભરી લાવ્યો અને રાજાની પાસે ધર્યો. રાજા હર્ષથી પીને ચાલતો થયો.

ખરે ! દાનત એવીજ બરકત.





## અમે અમારી ચાલ કંઇ છોડીએ !



ક બારોટ હતા તેમને અફીણ ખાવાની અને હુકકો પીવાની જબરી ટેવ હતી. સવારમાં દાતણપાણી અને સ્નાન કર્યા પછી આફીણ ખાતા અને પછી હાજરી કરતા. હાજરી કર્યા પછી ગામમાં નીકળતા તે પાછા બપોર થાય ત્યારે ઘેર આવતા. પટેલોની સાથે તે ચોરે બેસી રહેતા અને ઠંડા પહોરનાં ગપ્પાં હાંકતા. બપોરે જમ્યા પછી ઘેર આરામ લેતા અને ત્રીજો પહોર થાય એટલે પાછા ગામમાં નીકળતા. ગામમાં ઘણે ઠેકાણે તેમની બેઠકો હતી, પણ ખાસ 'કરીને ઘણોખરો વખત તે ચોરેજ બેસતા. તે જયાં જાય ત્યાં હુકકાને સાથેજ લઇ જતા, ઘડી વાર પણ હુકકો તેમના હાથમાંથી દૂર રહેતો નહિ. એક દિવસે આશરે દશેક વાગે તે ચોરે બેઠા બેઠા પટેલોની સાથે ગપ્પાંએ ચઢયા હતા. વાત કરતાં કરતાં વચ્ચે વચ્ચે હુકકો પણ ગગડાવી રહ્યા હતા. એવામાં ઘેરથી ખબર આવી કે એકાએક ઘર લાગ્યું

છે. બારોટ ભાઈ તો ધીમે રહીને ઉઠયા અને ડગતા ડગતા ચાલવા માંડયા. આ જોઈને લોકોએ તેમને કહ્યું, કે "મારા ભાઇ, જરા ઉતાવળા તો ચાલો. ઘર તો બળી જવા આવ્યું છે, તોપણ હુજી તમે અહીંજ છો. જરા ચિંતા છે કે નહિ?" તેમણે ઉત્તર આપ્યો, "ઘર બળે તો ભલે બળે, શું એ બળે એટલા માટે અમે ચાલ છોડીએ? ગમે તેમ થાય પણ અમે તો અમારી ચાલ નજ છોડીએ." લોકો આ સાંભળીને માંહોમાંહે હસવા લાગ્યા. આપણે પણ તે વખતે હોત તો જરૂર હસ્યા વગર રહેત નહિ. તે ઘેર પહોંચ્યા ત્યારે તો ઘર બળીને રાખ થઇ ગયું હતું!

આ નાનકડી હસવાની વાતમાંથી ઘણું શીખવાનું છે. એવી ભૂલો તો આપણો હિંદુસમાજ ડગલે ને પગલે કરે છે. પોતાની આંખે દેશની અધોગતિ થતી તે દેખે છે, છતાં દુષ્ટ રૂઢિઓ છોડવાની ના પાડે છે. હમણાં કેટલાક લોકો એ દુષ્ટ રૂઢિઓની સામે થતાં શીખ્યા છે, એ આપણા ઉદયની નિશાની છે. હિંદુસમાજને કોઇ ખરાબ રિવાજનો ત્યાગ કરવાનો ઉપદેશ આપે છે, ત્યારે તે કહે છે, કે "શું અમારા બાપદાદાઓથી ચાલતા આવેલા ચાલ અમે છોડીએ? અમે તો ચાલતું આવેલું ચલાવવાનાજ." જો હિંદુસમાજ હવે પણ નહિ ચેતે અને ખરાબ રૂઢિઓનો ત્યાગ નહિ કરે તો તેની દિવસે ને દિવસે વધારે વધારે અધોગતિ થતી

. પણ હવે નિરાશ થવાનું કારણ નથી. કારણ કે કેટ-
લોકો તો કમર કસીને દુષ્ટ રૂઢિઓનીજ પાછળ પડયા
તેથી થોડા વખતમાં સુધારો થઇ જશે એમ લાગે છે.

—o—






## મહાન્ સીકંદર.




કંદર બાદશાહનું નામ કેવળ ગ્રીસના ઇતિહાસમાં નહિ પણ આખી દુનીઆના ઇતિહાસમાં પ્રખ્યાત છે. તેના વખતમાં જેટલી દુનીઆ જાણવામાં હતી, તેનો ઘણોખરો ભાગ તેણે જીત્યો હતો. તેણે
ક દેશ સર કરી અઢળક દ્રવ્ય ભેગું કર્યું હતું. તેનાં
કર્મો પણ અદ્વિતીય હતાં. આવા મહાન્ બાદશાહને
એક દિવસે મૃત્યુને શરણ થવું પડયું! ગમે તેટલું
. હોય, ગમે તેટલો વૈભવ હોય, કે ગમે તેટલું શરીર-

મળ હોય તોપણ મૃત્યુ કોઇને છોડતું નથી. અનેક રાજ્યો જીતનાર સીકંદરને પણ મૃત્યુએ જીતી લીધો! તે મૃત્યુ-શય્યા પર હતો ત્યારે તેને પોતાનાં પાછલાં કર્મો સાંભરવાથી આંસુ આવતાં હતાં. થોડી વાર પછી તે રોદન કરતો બંધ થઇ ગયો અને વિચારવા લાગ્યો કે "મેં સંસારમાં આવી એક પણ કૃત્ય એવું કર્યું નથી કે લોકો જેને પોતાનો આદર્શ માને. અરેરે! મારી જિંદગી બરબાદ ચાલી ગઇ. હવે મારાથી કશું બની શકે એમ નથી. પણ મારી અવસ્થા ઉપરથી દુનીઆને એક બોધ લેવાનો મળે તેમ છે. હું સંસારમા ખાલી હાથે આવ્યો હતો અને ખાલી હાથે સંસારમાંથી જાઉં છું. એ લોકોને સમજાવી શકું તો તે ઉપરથી ઘણા જણ બોધ લે." પછી તેણે પોતાના રાજ્યપુરૂષોને બોલાવ્યા અને કહ્યું, કે "હવે આ દુનીઆનો મારે થોડા વખત પછી ત્યાગ કરવો પડશે. મારૂં શબ શ્મશાનમાં લઇ જવામાં આવશે પણ મરો આત્મા કયાં જશે તે હું કહી શકતો નથી. તમે મારૂં એક કહ્યું માનજો. જ્યારે મારા શબને શહેરમાં થઇને શ્મશાનમાં લઇ જાઓ, ત્યારે મારા બંને હાથ ઠાઠડીમાંથી બહાર રાખી ઉઘાડા મૂકજો. આથી લોકો સમજી જશે કે સીકંદર જેવો મહાન્ બાદશાહ પણ સંસારમાં ખાલી હાથે આવ્યો હતો અને સંસારમાંથી ખાલી હાથે જાય છે. દુનીઆને 'સીકંદર જબ ગયા દુનીઆસે દોનોં હાથ ખાલી થે.' એ શીખવવાને આજ સારામાં સારો

રસ્તો છે, માટે તમે મારૂં કહેલું ભૂલતા નહિ." પછી થોડી ક્ષણમાં તેનો શ્વાસ બંધ થઇ ગયો અને જીવ કોણ જાણે કયાં ચાલ્યો ગયો તેની કોઇને ખબર ન પડી. રાજપુરૂષોએ તેના કહેવા પ્રમાણે કર્યું, ચતુર પુરૂષો હતા તે આમ કરવાનું કારણ સમજી ગયા.

એક દિવસે મૃત્યુ જરૂર આવવાનું છે એનો પાકો નિશ્ચય થાય તો મનુષ્ય ઘણાં પાપકર્મથી બચી શકે. દુનીઆનાં ઘણાંખરાં માણસો પોતે અમર હોય એવી રીતે વર્તે છે. ગમે તેવાં કુકર્મો કરીને પણ રાતદિવસ દોલત એકઠી કરવાનાજ પ્રયત્ન કર્યા કરે છે, પણ ધર્મ જેવી તારનાર વસ્તુ તરફ તો દુર્લક્ષજ રહે છે. ગમે તેટલી દોલત હશે તો પણ તે અહીંને અહીંજ રહેવાની છે, સાથે એક પાઇ પણ આવવાની નથી, કેવળ ધર્મ એકલોજ સાથે આવવાનો છે, માટે તે મેળવવાને ખૂબ પ્રયત્ન કરવો જોઇએ. લોકો કહે છે, કે "કર્યો ધર્મ હાથે આવે સાથે રે" એ ખરેખર સાચુંજ છે.

ॐ शान्ति ।



## અંતિમ નિવેદન.

પ્રિય વાચક ! હવે બે બોલ કહી તમારી રજા લઇશ. આપને મારી પાસે ૧૦૦ રત્નો તૈયાર કરેલાં હતાં તે આપી દીધાં. બીજાં રત્નો જમીનમાંથી ખોદી કાઢયાં છે, પણ હજી તૈયાર થાય છે. બધાં તૈયાર થઇ જશે એટલે તે પણ આપની સેવામાં રજુ કરીશ

કેટલીક વાર્તાઓ ધર્મનાં ટુંકાં ટુંકાં સૂત્રો સમજાવે એવી અને કેટલીક ગમત સાથે જ્ઞાન આપનારી છે, તે આપે જોયું હશે. આવોજ ક્રમ બીજા ભાગમાં પણ ચાલુ રહેશે. અનુકૂળ સ્થાને વિષયને બંધ બેસતો શ્લોક મૂકયો હોય તો તેથી તાત્પર્ય બરાબર સમજાય છે, માટે ઠેકાણે ઠેકાણે જ્યાં જ્યાં બની શકે ત્યાં ત્યાં સહેલા સહેલા શ્લોક મૂકયા છે. વળી સામાન્ય વાચકવર્ગ સંસ્કૃતથી અપરિચિત હોય છે, તેથી સાથે સાથે ગુજરાતીમાં ભાવાર્થ પણ જણાવ્યો છે. શ્લોક વાંચવામાં ન આવે અને માત્ર ગુજરાતી ગુજરાતીજ વાંચવામાં આવે તોપણ વાર્તાનો પ્રવાહ સળંગ વહ્યો જાય, એવી ગોઠવણ કરી છે, તેથી કોઇ પણ પ્રકારના વાચકને નિરાશ થવાનું કારણ મળ્યું નહિ હોય.

ગુજરાતી ભાષામાં હાલમાં વાર્તાનાં અનેક પુસ્તકો પ્રકટ થાય છે, પણ ગમત સાથે જ્ઞાન આપે એવાં થોડાજ જોવામાં આવે છે. આ પુસ્તક રચવાનો એક એ પણ ઉદ્દેશ છે, કે એ ખામી થોડીઘણી પુરાય. એ ખામી કેટલે અંશે પુરાઇ

છે, તેની પરીક્ષા કરવાનું કામ અમે અમારા વાચકવર્ગનેજ સોંપીએ છીએ. લાંબી લાંબી વાર્તાઓ હોય તો વાંચતાં કંટાળો આવશે એમ ધારી ટુંકી ટુંકી વાર્તાઓજ પસંદ કરી છે. આશા છે, કે એ પણ રૂચિકર થયું હશે.

વાર્તા જાણવાનો મુખ્ય હેતુ એ છે. કે તેમાંથી કંઇક સાર મળે. જેમાંથી કંઇ પણ સાર ન મળે તેવી વાર્તા નકામીજ ગણાય અને એથી વાચકોનો અમૂલ્ય સમય નકામો છે. આ ઉદ્દેશમાં અમે કેટલે દરજજે સરળતા મેળવી છે. તેનો તોલ કરવાનું કામ પણ અમારા વાચક વર્ગનેજ સોંપીએ છીએ.

પોતાની મેળે વાર્તા વાંચીને તે ઉપરથી સાર શોધી કાઢવો એ કામ સારામાં સારૂં છે, અને તેથી ઘણો લાભ થાય એ નિ:સંશય છે. પણ એ કામ જરા મુશ્કેલ છે. તેથી દિશા બતાવવાને દરેક વાર્તાને છેડે તે ઉપરથી લેવાનો થોડો ઘણો બોધ પણ દર્શાવ્યો છે આથી સાર શોધવાનો માર્ગ કંઈક સુગમ થયો હશે એમ અમે માનીએ છીએ. હવે શિક્ષકો અને માબાપોને બે બોલ કહી નિવેદન પુરૂં કરીશું.

બાળકોને શિખામણ આપવી એ શિક્ષકો અને માબાપોનો પરમ ધર્મ છે. એ શિખામણ લુખી હોય તો બાળકને રૂચતી નથી, માટેજ મોટા મોટા વિદ્વાનો તેને વાર્તા સાથે મેળવીને પીરસવાનું કહે છે. પુરસદના વખતમાં

બાળકને એકાદ વાર્તા કહેવામાં આવે અને પછી તેની પા
કંઈક સાર પણ શોધાવવામાં આવે તો ઘણો લાભ થા
સાર શોધાવીને ગોખાવવા કદી પણ પ્રયત્ન કરવો નિ
એમ કરવાથી પોપટીઉં જ્ઞાન મળે છે અને બુદ્ધિ ખીલ
નથી. સાંજે વાળુ કર્યા પછી અગાસીમાં કે ચાંદનીમાં એ
વાર્તા કહેવામાં આવે તો કહેનારને તેમજ સાંભળનાર
બહુ મઝા પડે છે. છેવટે શિક્ષકો અને માબાપોને એટ
વિનંતિ કરીએ છીએ કે તેઓ પોતાનાં બાળકોને સુવા
રૂપ અમૃત પાઇને ઉછેરે.

ભવદીય,

**રમણિકલાલ ગિરિધરલાલ મોદી**

એમ.



# પ્રથમ આવૃત્તિ.

## કેટલાક અભિપ્રાયો.

**જ્ઞાન પ્રચાર** :—....આ પુસ્તકથી બાલોપયોગી વાર્તાના પુસ્તકોની યાદીમાં સારો વધારો થાય છે.........માબાપો... આવી વાર્તાઓ દરરોજ કહેતા જાય તો નીતિનાં સૂત્રો પરોક્ષરીતે બાળકોનાં કુમળાં મગજમાં ઠસી જાય અને કુટુમ્બજીવનનો સારો આનંદ મેળવી શકાય.

**ખેડા વર્તમાન** :—....આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં જે સમયનો વ્યય કર્યો છે તે પુસ્તક વાંચી જોતાં અમોને તો તે સદુપયોગ કર્યો છે એમજ લાગે છે. આ પુસ્તક નાના બાળકોને ખાસ વાંચી સંભળાવવા જેવું છે. એટલુંજ નહિ પણ જો બાળકોના માબાપો—તેમજ શિક્ષકો તે બાળકોને ચારિત્ર્યવાન બનાવવા માગતા હોય તો તેઓએ આ પુસ્તકનું ખાસ અધ્યયન બાળકોને કરાવવું જોઇએ........

**આર્યપ્રકાશ** :—....ઉક્ત પુસ્તક શાળાના વિદ્યાર્થીઓ અને યુવક સ્ત્રી પુરૂષો ઉપરાંત સામાન્ય લેખકો તથા વક્તા માટે પણ ઉપયોગી થઇ પડે તેવું છે.....ભાષા સરળ અને રસભરી હોઇ વાંચવા ગમે એવી છે.

દેશોદય :—....આ પુસ્તક ખાસ કરીને દરેક સ્ત્રી પુરૂ
અને બાળકને એકસરખું ઉપયોગી છે. સાદી રસમ
ભાષામાં આપણા સનાતન ધર્મના દ્રષ્ટાન્તો સહ તેન
ગુંથણી કરવામાં આવી છે અને તે પ્રશસ્ય છે. પોતાન
લાયબ્રેરીમાં આ પુસ્તક દરેક મનુષ્યે રાખવા લાયક છે.

દેશી મિત્ર :—....એ પુસ્તક નાજુક છતાં તેમાં સમા
વેલું તત્વ ગૂઢ છે એમાં તો શકજ નથી.

વિશ્વજ્યોતિ :—....પુસ્તક વાંચતાં આનંદ થાય છે
સ્કૂલોમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને તથા ઘરમાં સ્ત્રીઓ
આ પુસ્તક અવશ્ય તેમના વડીલોએ વંચાવવું જોઇએ. મ
મોદીના આ પ્રયાસને યોગ્ય ઉત્તેજન મળે અને તેઓ બીજ
ભાગ કાઢવા શક્તિમાન થાય એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

સાહિત્ય :—...નિશાળોમાં વિશેષ વાંચન માટે અગ
ઇનામી પુસ્તક તરીકે આને માટે ભલામણ કરી શકાય.

કોળી સુબોધ :— ...ગુર્જર સાહિત્યમાં આવાં અનેકા
નેક પુસ્તકોની જરૂર છે. આવું સરસ પુસ્તક લખવા બદ
લેખક ખાસ ધન્યવાદને પાત્ર છે.

સ્ત્રી બોધ :—....આ પુસ્તક વાંધા વિનાનું છે. તેમ
વિદ્યાર્થીઓને લાયકની નાની બોધક વાર્તાઓ છે. મુખ્યત
તે સંસ્કૃત ધર્મ પુસ્તકમાંથી લીધેલી છે. અને તેમાંથ
છોકરાંના ચારિત્ર્ય સંગઠન માટે બોધ તારવી કાઢેલો છે...

વફાદાર :—....આ પુસ્તક લખવામાં ખરેખરી મહેનતથી કાર્ય લેવામાં આવેલું જણાય છે.

ગુજરાત શાળાપત્ર :—નીતિનું શિક્ષણ ધાર્મિક બોધથી વધારે અસરકારક બને છે એ દ્રષ્ટિ બિંદુથી તપાસતાં આમાં ધાર્મિક વાર્તાઓ ઠીક આવેલી છે. વાર્તા તરીકે આ પુસ્તક મદદકર્તા નીવડે તેવું છે.

સમાજ જીવન :—...પુસ્તકની નોંધ અમે માન સાથે લઇએ છીએ. ન્હાના ન્હાનાં ૮૦ રત્નોથી જુદા જુદા વિષયો ઉપર તેમાં છુટક નિબંધો લખવામાં આવ્યા છે, તે સર્વે બોધક તેમજ રોચક છે.

**મંત્રી, શ્રી કાઠિઆવાડ તિલક મંદિર,** ઋષિકુળ વઢવાણથીજણાવે છે કે :–'રસદાયક રત્નનિધિ' પુસ્તક ઘણુંજ સારૂં છે. માત્ર બાળકોને નહિ પરન્તુ મોટાઓને પણ વાંચવા યોગ્ય છે.

**મી. સી. એચ.** શાહ બોર્ડસરથી લખે છે કે :—'I had gone through your whole book and found it most useful among the present.'

**મી. કે. જે. ઉપાધ્યાય કોટ, વ્યારાથી લખે છે કે :—** પુસ્તક ઘણું જ સારૂં અને સરળ ભાષામાં લખાયું છે વાર્તાઓ બધી એવી સાદી ભાષામાં છે કે સાધારણ ભણેલા પણ વાંચી શકે અને એનું તાત્પર્ય ધ્યાનમાં ઉતારી શકે.

મી. જે. એમ. ભાગળીઆ સુરતથી લખે છે કે:— પુસ્તક વાંચી મને હર્ષ થાય છે.

**શ્રીયુત દેવજીભાઇ લલ્લુભાઇ,** કાનપુરથી જણાવે છે કેઃ—આપનું પુસ્તક વાંચી મને અતિશય આનંદ સાથે જ્ઞાન મળેલ છે. એવાં પુસ્તકોની ગુજરાતમાં ઘણી જરૂર છે. આપે તે ખોટ પૂરી પાડવા જે પ્રયત્ન કર્યો છે તે સ્તુતિ પાત્ર છે.

જોશી જગન્નાથ ગણપતરામ આમોદથી જણાવે છે કે;—આપનું પુસ્તક બરાબર રસ આપે તેવું છે, તેમજ નામ પ્રમાણે ગુણ પણ છે.

**એજ્યુ. ઇન્સપેકટર ઓરીસ રાજકોટથી** જણાવવામાં આવે છે કે :—આપનું પુસ્તક વાર્તા સાથે અમૂલ્ય બોધ આપતું હોવાથી તેની રસિકતા તેમજ ઉપયોગિતા વિષે બે મત હોઇ શકેજ નહિ.

**શાહ રામચંદ્ર હરગોવનદાસ ખાંડવાળા,** ગુલાલવાડી મુંબઇ, જણાવે છે કે :—જત મ્યુનિસિપલ ફીકા સ્ટ્રીટ કન્યા

શાળાની બાળાઓને ઇનામો વહેંચવા માટે મેં આપની પાસેથી જે 'રસદાયક રત્નનિધિ' નાં ૧૦૦ પુસ્તકો ખરીદ્યાં તે મને મળ્યાં આભાર........

**શેઠ ખીમજી આસર વીરજી, મીન્ટ રોડ, મુંબઇ** જણાવે છે કે:—જત તમારા 'રસદાયક રત્નનિધિ' ભાગ ૧ લાની નકલ ૮૦ અમારે માટે મોકલી આપજો એજ.

**સંસ્થાન ધરમપુરના શ્રીમંત નામદાર મહારાજા સાહેબ** જણાવે છે કે:—આપે પ્રસિદ્ધ કરેલું પુસ્તક 'રસદાયક રત્નનિધિ' સ્કુલોમાં લાયબ્રેરીમાં રાખવા જેવું છે; અને વિદ્યાર્થીઓને પણ વિનોદ સાથે બોધદાયક થાય તેવું છે. સદરહુ પુસ્તકની ૧૧ નકલો વી. પી.થી મોકલી આપશો.

**શ્રીમાન્ જેઠીગર શિવલાલગર, નાપાડથી** લખે છે કે:— પુસ્તક થોડું વાંચતાં એટલો રસ પડયો કે આખું પુસ્તક વાંચી ગયો બીજો ભાગ તૈયાર થયો હોય તો મોકલાવશો.

**રાણા તખ્તસિંહજી ન્હાનસિંહજી સુરતથી** જણાવે છે કે:—પુસ્તક વાંચતાં ઘણોજ આનંદ થયો છે. ઉક્ત પુસ્તકના નામની સાર્થકતા જળવાઇ છે. પ્રત્યેક આર્યગૃહમાં એ પુસ્તક હોવુંજ જોઇએ. પરમાત્મા આપના કૃત્યમાં આપને યશસ્વીપણે પાર ઉતારો એજ હૃદયની ઇચ્છા છે.

——o——

